
realpatidar.com
શ્રી
કચ્છ કડવા પાટીદાર
સનાતન સમાજ યુવક મંડળ
તરફથી
સેવા, સંગઠન અને સહકારનો
ઉચ્ચ આદર્શ રજુ કરતું પ્રાણવાન માસિક.
તંત્રી : કાન્તિભાઈ કે. પટેલ
વર્ષ : ૧૩ અંક : ૬
જુન : ૧૯૭૧
realpatidar.com


શ્રી
કચ્છ કડવા પાટીદાર
સનાતન સમાજ યુવક મંડળ
તરફથી
સેવા, સંગઠન અને સહકારનો
ઉચ્ચ આદર્શ રજુ કરતું પ્રાણવાન માસિક.
તંત્રી : કાન્તિભાઈ કે. પટેલ
વર્ષ : ૧૩ અંક : ૬
જુન : ૧૯૭૧
realpatidar.com

## જાગૃતિ અંગેની માહિતી

પ્રેસ તથા પુસ્તકોના રજિ. અંગેના ધારા અનુસાર નીચે પ્રમાણેની માહિતી જાહેર કરવામાં આવે છે

| | | |
|---|---|---|
| (૧) | પ્રકાશન સ્થળ | : હાઇસ્કૂલ સામે ધનસુરા |
| (૨) | પ્રસિદ્ધિનો સમય | : દર માસની ૧૫મી તારીખ |
| (૩) | મુદ્રકનું નામ | : કાન્તિભાઈ કે. પટેલ |
| (૪) | રાષ્ટ્રીયતા | : હિંદી |
| (૫) | પ્રકાશકનું નામ | : વિશ્રામભાઈ એન. પટેલ |
| (૬) | માલિક કે માલિકોનાં નામ | : શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ યુવક મંડળ, ધનસુરા |

મારી માહિતી અને માન્યતા મુજબ ઉપર જણાવેલી બધી વિગતો સાચી છે એમ હું આથી જાહેર કરું છું.

પ્રકાશક : **શ્રી વિશ્રામભાઇ એન. પટેલ**

# જાગૃતિ

તંત્રી : શ્રી કાન્તિભાઈ કે. પટેલ

શ્રી કચ્છ કડવા પાટીદાર
સનાતન સમાજ
યુવક મંડળ
તરફથી
સેવા, સંગઠન અને સહકારનો ઉચ્ચ આદર્શ
રજુ કરતું પ્રાણવાન માસિક


## કર્મના નિયમો સમજો

કર્મ વગર કાર્ય બનતું નથી. દરેકે દરેક વસ્તુઓ કાર્યકરણના સિધ્ધાંતને અનુસરીને વર્તે છે. ભગવાન શ્રીકૃષ્ણ કહે છે, " ગહના કર્મણોગતિઃ કર્મની ગતિ ગહન છે. " કુદરતની બધી જ શારીરિક તેમજ માનસિક શક્તિ આ સિધ્ધાંતને અનુબંધિત રહીને કાર્યશીલ બને છે. નિયમ અને નિયંતા એકજ છે.

તમારા વિચારો અને ચારિત્રને બદલીને તમે આખોયે જીવન પ્રવાહ બદલી શકો છો. ધાર્મિક કાર્યોથી તમે સંત બની શકો છો.

જેણે આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું તે પોતે પોતાના સ્વરૂપમાં સ્થિત હોય છે. આમ થાય તો તમે નિયંતામાં પ્રભુમાં એકાકાર થઈ જશો પછી કાર્યકારણનો સિધ્ધાંત તમને બાધ્ય રહેશે નહિ, કારણ કે તમે હવે પ્રકૃતિ પર વિજય મેળવી લીધો છે.

—પરમાર્થ

વર્ષ : ૧૩ અંક : ૬ જુન : ૧૯૭૧











આદ્ય સુધારક અને પાટીદાર સમાજને જાગૃત કરનાર

**પટેલ નારાયણભાઈ રામજીભાઈ લીંબાણી**

**[ વીરાણી કચ્છ ]**



જન્મ :
સંવત ૧૯૩૯, વૈશાખ પૂર્ણિમા

સ્વર્ગવાસ :
સંવત ૧૯૯૭, આસો વદ ચૌદશ

## * માસિકના નિયમો *

- દર અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થશે.
- વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૬Ϳ, પરદેશમાં શિલિંગ ૧૨ અને છૂટક નકલ કિંમત ૬૦ પૈસા. આજીવન સભ્ય ફી દેશમાં રૂા. ૧૦૧Ϳ પરદેશમાં રૂા. ૧૨૫Ϳ નવા ગ્રાહકોનું લવાજમ તા. ૧લી જાન્યુઆરીથી અથવા તા. ૧લી જૂનથી ચાલુ રાખવામાં આવશે.
- પત્ર-વ્યવહાર કરતી વખતે ગ્રાહક નંબર તેમજ પોતાનું પુરેપુરું સરનામું લખવું જરૂરી છે.
- કોઈ પણ લેખ વિશેની જવાબદારી લેખ મોકલનારના શિર પર રહેશે.
- લેખ હંમેશાં સારા અને સુવાચ્ય અક્ષરે કાગળની એક બાજુ લખી મોકલવા.
- લેખ પરત મેળવવા ઈચ્છતા લેખકોએ જવાબી ટીકીટ ખર્ચ આપવાનું. રહેશે.
- કોઈપણ લેખક ભાઈ અગર બહેન પોતાનો લેખ છપાવવો જ જોઈએ એવો આગ્રહ રાખી શકશે નહિ.
- દરેક ગ્રાહક મિત્રો તેમનાં બાકી રહી ગયેલાં લવાજમો વહેલી તકે મોકલી આપે.
- "જાગૃતિ" આજીવન સભ્ય તેમજ જૂના કે નવા વાર્ષિક ગ્રાહકો જેમને માસિક નિયમિત ન મળતું હોય, સરનામું બરાબર ન હોય, અગર બીજું કંઈ પણ સૂચન હોય તો કાર્યાલય પર તુરત જ પત્ર લખી જણાવે તેવી નમ્ર વિનંતી છે.

# અનુક્રમણિકા




| | | |
|---|---|---|
| ૧. તંત્રીસ્થાનેથી | કાન્તિભાઈ કે. પટેલ | ૧ |
| ૨. માનસિક સ્વચ્છતા | ચીમનલાલ કે. પટેલ | ૨ |
| ૩. સદ્દુપદેશમાલા | સાધુ વાલદાસજી | ૩ |
| ૪. સાચી પૂજા | ધનજી વી. પટેલ | ૪ |
| ૫. સનાતન ધર્મ | સાધુ વાલદાસજી | ૭ |
| ૬. આજની માતા | અમૃતકુમાર એચ. પટેલ | ૮ |
| ૭. છાત્રાલયનો મારો અનુભવ | લીલાબહેન વી. પટેલ | ૯ |
| ૮. કંઈ કરીશું? કે જોયા કરીશું? | 'જનકલ્યાણ' | ૧૧ |
| ૯. એલીડાં ઉઠો...(કાવ્ય) | અખેરામ એન. પટેલ | ૧૬ |
| ૧૦. પ્રભુ પધાર્યા (કાવ્ય) | વહીવંચા ખંડેરાવ રામસંગ ભટ્ટ | ૧૭ |
| ૧૧. લોભીની લક્ષ્મી | હરિલાલ ડી. પટેલ | ૧૮ |
| ૧૨. વંદના (કાવ્ય) | હરિલાલ ડી. પટેલ | ૧૯ |
| ૧૩. એક દુઃખી મિત્રને પત્ર | હરિભાઇ ડી. પટેલ | ૨૦ |
| ૧૪. સમાચાર વિભાગ | | ૨૧ થી ૨૮ |




॥ ॐ નમઃ શીવાય ॥

# તંત્રી સ્થાનેથી........

દર વર્ષની જેમ આ વર્ષે પણ લગ્ન-સરાની સીઝન પૂરજોશમાં ફૂલીફાલી રહી છે. કોઇ પણ સમાજમાં લગ્નના રિવાજ પ્રત્યે દૃષ્ટિપાત કરીશું તો જણાશે કે આ એક જ રિવાજની પાછળ લાખો રૂપિયાનું ખર્ચ થતું હોય છે. લગ્નવિધિ ઉજવનાર કુટુંબો સુખની છોળોમાં આળોટતાં હોય કે ગરીબીમાં પીડાતાં હોય પરંતુ સમાજમાં પોતાની મોટાઇ ખાતર લાફા મારીને ગાલ લાલ રાખનારાં અસંખ્ય કુટુંબો પણ આપણી નજરે ચઢ્યા વિના નહીં રહી શકે.

આ રીતે ક્ષણિક સમય પૂરતાં મોટાઇના મોહ ખાતર માત્ર નજીવી લાગતી બાબતોમાં પણ જો આપણે અર્થવગરનું અકારણ ખર્ચ કરી શકતા હોઇએ તો આપણી કેટલીક સામાજિક સંસ્થાઓ તેમજ અન્ય સુયોગ્ય પ્રવૃત્તિઓની પાછળ થોડીક જ ઉદારતા દાખવી આપણે હાથ લંબાવીએ તો એમા કંઇ જ ખોટું નથી આપણે જાણીએ છીએ તેમ વિદ્યા ખાતર આર્થિક દૃષ્ટિએ શક્તિશાળી વ્યક્તિઓ હજારો રૂપિયાનું દાન કરી શાળા અને મહાશાળાઓ બંધાવતા હોય છે તો તેઓની આવી ઉદાર દાન ભાવનાના ઉદાહરણને દ્રષ્ટિ સમક્ષ રાખી આપણે પણ આપણી સામાજિક સંસ્થાઓ જેવાં કે વિદ્યાર્થી છાત્રાલયો, કન્યા છાત્રાલય, જાગૃતિ કાર્યાલય તેમજ અન્ય નાની મોટી પ્રવૃત્તિઓનું સંચાલન કરતી સંસ્થાઓમાં વર્ષે કુટુંબ દીઠ માત્ર બે પાંચ રૂપિયા જેવી નજીવી રકમ અથવા લગ્ન જેવા માંગલિક પ્રસંગોએ ભેટ રૂપે યતકિંચિત આપવાનું વિચારીએ તો 'પંચ કી લકડી એક કા બોજ' એ કહેવતને યથાર્થ સ્વરૂપે નિહાળી શકાય.

સામાન્ય રીતે આપણાં છાત્રાલયોમાં રહી અભ્યાસ કરતાં ગરીબ વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓ માટે તેઓના ભાવિજીવન-ની ઉજ્જવળતા ખાતર સમગ્ર સમાજે છે. થોડી ઉદાર ભાવના કેળવવાની ખાસ જરૂર છે. કમળ પણ કાદવમાં નીપજે તેમ ગરીબીમાં ઉછરતાં કેટલાંક તેજસ્વી બાળકોની તેજસ્વિતા ગરીબીમાં આળોટતાં કુટુંબોમાં હણાઈ જતી હોય છે. તો તેઓ માટે ફૂલ નહીં તો ફૂલની પાંખડી જેટલી રકમ પોતાના હાથખર્ચ-માંથી કાઢીને આપી શકે તેવાં અનેક પૈસાદાર કુટુંબો પણ સમાજમાં હોય છે પરંતુ તેઓએ આર્થિક શક્તિની સાથે ઉદાર ભાવના પણ કેળવવી જરૂરી છે.

ઉપરોક્ત જણાવેલી બાબતો પ્રત્યે સમાજનો સમજુવર્ગ પોતાની ઉદારતાનાં દર્શન વખતો વખત કરાવે એમ ઇચ્છવું અસ્થાને નથી.



# માનસિક સ્વચ્છતા

ચીમનલાલ કે. પટેલ
માલપુર કંપો

જેવી રીતે મનુષ્યને શારીરિક સ્વચ્છતાની જરૂર છે તેવી રીતે માનસિક સ્વચ્છતાની પણ ખાસ જરૂર છે. પણ આજનો માનવી માનસિક સ્વચ્છતા લગભગ સાવ ભુલી ગયો છે. અને તેને બદલે શારીરિક સ્વચ્છતામાં પૂરેપૂરું ધ્યાન આપે છે. આજના માનવીનો દેહ ભલે શુદ્ધ હોય પણ સાથેસાથે તેનું મન પણ ચોખ્ખું હોવું જોઈએ. કોઈનું બગાડવાની વૃત્તિ ન હોવી જોઇએ.

આપણા સમાજમાં પણ માનસિક અસ્વચ્છતા સારો એવો ભાગ ભજવી રહી છે. અને તેને બદલે શારીરિક સ્વચ્છતા પર સંપૂર્ણ ધ્યાન આપે છે. પહેરવેશ, બાહ્ય આડંબર અને શારીરિક સ્વચ્છતા પર જેટલું આપણે ધ્યાન આપીએ છીએ તેના સોમા ભાગ જેટલું ધ્યાન આપણે માનસિક સ્વચ્છતા માટે આપતા નથી. અને સ્વાર્થ ખાતર આપણું મન અશુદ્ધ બનાવીએ છીએ.

અત્યારે આપણે ભલે સ્વાર્થ ખાતર મનને મેલું બનાવીએ પણ ભગવાન તેનો બદલો આપ્યા વગર જંપે? આપણે આ જાણીએ છીએ તો પછી આ બધું શા માટે? શા માટે આપણે મનને મેલું કરીએ? શા માટે સ્વાર્થ ખાતર માનસિક અસ્વચ્છતા અપનાવીએ?

હું એમ કહેવા માગું છું કે આપણે સર્વે આપણી સઘળી માનસિક અસ્વચ્છતા દૂર કરીએ અને ખરેખર તેમાં જ સમાજનું દેખીતું હીત છે. અને સમાજના ઉદ્ધારનું એ પહેલું પગથિયું છે. તેનાથી જ સમાજના પ્રગતિના સર્વે માર્ગો ખુલ્લા થશે. અને આપણે પ્રગતિના હીંચકે ઝૂલી શકીએ. ઉપરાંત આપણી મૂલ્યવાન જિંદગી આનંદથી પસાર કરી શકીએ. સમાજમાં દરેક વ્યક્તિ આ વિષય પર વિચાર કરે અને માનસિક સ્વચ્છતા અપનાવે તો આપણને જરૂર ફાયદો થાય.

અમેરિકા જેવા પ્રગતિશીલ દેશોની પ્રગતિનો આધાર તેઓની માનસિક સ્વચ્છતા છે તેઓ કેટલા પ્રમાણિક છે તે આપણે જાણીએ છીએ. જ્યારે આપણા દેશમાં ખિસ્સાકાતરુ, લૂંટારાઓ અને બેકારોની સંખ્યા વધતી જાય છે પછી આપણે પ્રગતિનાં મીઠાં ફળ ન ખાઇ શકીએ તેમાં નવાઇ જેવું કાંઇ ન કહેવાય.



# સદ્દુપદેશ માલા

સંગ્રાહક :
સાધુ વાલદાસજી ગુરુ ઓધવરામ

(૮૧) રૂઢિવાદી ન બનો. 'લકીર ના ફકીર' રહેવાનો સમય હવે નથી રહ્યો. દેશ-કાલ અને પરિસ્થિતિ અનુસાર જીવનની સમશ્યાઓને વિચારપૂર્વક સમજો અને પ્રત્યેક કાર્યને ઠીક ઢંગથી પુરું કરો.

(૮૨) પવિત્ર શ્રધ્ધાના નામ પર યુક્તિ-અસંગત અને ન્યાય વિરુધ્ધ વાતો અને પધ્ધતિનો સ્વીકાર કરવો તથા એમનું અનુકરણ કરવું એ આત્મવંચના સિવાય કંઈ નથી.

(૮૩) વસ્તુઓનો અભાવ વૈરાગ્યનો સુચક નથી અને વસ્તુઓની ઉપસ્થિતિ એ આસક્તિનું ચિહ્ન નથી. વૈરાગ્ય અને આસક્તિ એ તો મનની અવસ્થાઓ છે. વૈરાગ્ય એ મોક્ષનું પગથીયું છે. અને આસક્તિ એ બંધનનો હેતુ છે.

(૮૪) શારીરિક સુખોની પ્રાપ્તિ અથવા માનસિક ઈચ્છાઓની પૂર્તિને માટે ભાગ-દોડ કરવાને પુરુષાર્થ નથી કહેતા' **પુરુષાર્થ**' તો પ્રયત્ન ને કહે છે જે દ્વારા પુરુષ શરીર ઈન્દ્રીયો તથા મન બુદ્ધિની વર્તમાન આધીનતાથી મુક્તિ લાભ કરી શકે.

(૮૫) ભગવત્ પ્રાપ્તિને માટે બાહ્ય ત્યાગ અનિવાર્ય નથી પરંતુ **આંતરિક ત્યાગ** વિના આત્મસ્વરાજ્યમાં પ્રવેશ પામવું કઠીન નહીં પરંતુ અસંભવ છે.

(૮૬) આપ કહો છો કે આપનું મન બહુ ચચલ છે. પણ આપ એને આહાર (ખોરાક)ના રૂપમાં શું આપો છો? એ નહિં ભૂલતા કે અસ્થિર જગતના વિચાર -સંકલ્પ આપીને આપ મનને સ્થિર નહિં બનાવી શકો. મનની ચંચલતા જ્યારે પણ મટશે ત્યારે તે **આત્માના ચિંતન ધ્યાન** થીમટશે જે આંત્મા સ્વયં સ્થિર અને અચંચલ છે.

(૮૭) કોઈ ગન્તવ્ય સ્થાન પર પહોંચવાને માટે ત્રણ વસ્તુઓની અપેક્ષા રહે છે:- દૃષ્ટિ, લગની અને ચાલવાની શકિત, એ પ્રકારે પુરુષોત્તમ ભાવને ચેતનામાં અભિ-વ્યકિત કરવા માટે જ્ઞાન, ભકિત અને ક્રિયાશકિત ત્રણે આવશ્યક છે.

(૮૮) સાધક હોઈને જો આપ બીજાની નિંદા-આલોચના કરો છો તો આપના માટે ઘણી શરમની વાત છે. સાચા સાધકને તો ભજન-હરિ ચર્ચા અને સેવાથી ફુરસદ જ ન મળે.

(૮૯) આધ્યાત્મિક સાનધામાં ધ્યાન (નિદિ ધ્યાસન)નું સ્થાન નક્કી મુખ્ય છે. ધ્યાનથીં મન કંટાળે તો ભગવદ્ નામનો જપ કરો, જપથી થકાવટ થાય તો સ્વાધ્યાય કરો, સ્વાધ્યાય ન બને તો સત્સંગમાં જાઓ જો સત્સગમાં વૃત્તિ ન ટકે તો ભગવત્ નાતે શારીરિક સેવા કરો કોઈ પણ પ્રકારે આપનો સંપર્ક હર વખતે ભગવાનની સાથે જોડાયલો જ રહેવો જોઇએ.

(૯૦) **ધીર** પુરુષ તે છે કે જે પ્રતિકુલ અથવા અનુકૂલ પરિસ્તિઓમાં મનનું સંતુલન નથી ગુમાવતો. પ્રકૃતિના આઘાત જેના ચિત્તને વિચલીત નથી કરી શક્તા, જે સદૈવ સહજતાપૂર્વક પણ સાવધાનીથી પોતાના દિવ્ય ગન્તવ્ય (લક્ષ્ય)ની તરફ વધતો જાય છે.







# સાચી પૂજા

શ્રી ધનજી વી. પટેલ
C/o બાબુલાલ પટેલ એન્ડ કું.
કલકત્તા.

" જમો જમોને જગદાધાર
જુગતે જમાડું;
સિરાવો સાકર દૂધ
થાળે રંગ માંડું."

અર્જુન નૈવેદ ધરાવતો ગાતો હતો. શીવજીનો એ પરમ ભક્ત હતો અને ભીમ કરતાં તેની ભક્તિનો ઠાઠ વિશેષ હતો.

તેણે અલગ પૂજાખંડ રાખ્યો હતો. નકસીદાર સિંહાસન ઉપર તેણે શંકર ભગવાનની મૂર્તિનું સ્થાપન કર્યું હતું. ઉપર રૂપાની જળાધારી હતી જેમાંથી સતત જળધારા થયા કરતી હતી. ભગવાન શંકરની મૂર્તિ ઉપર જળનો અભિષેક થઇને જળ એક બાજુએ વહી જતું હતું.......

પૂજા માટે અર્જુન સોના-ચાંદીનાં વાસણો રાખતો હતો. શંકર ભગવાનને પ્રિય એવા બિલીપત્રની એક ગાંસડી અને વિવિધ રંગી પુષ્પોની એક ગાંસડી એમ બે ગાંસડી બીલી-પુષ્પો શીવજીને ચડાવતો હતો. એકીસાથે બાર અગરવાટો અને પાંચદીપમાળાઓ એ પ્રગટાવતો હતો.

અર્જુનનો ભાઇ ભીમ પૂજાના આવા ઠાઠમાં માનતો ન હતો. એ માનતો કે થોડીક પળો પ્રભુનું ધ્યાન પણ સંપૂર્ણ એકાગ્ર ચિત્તે ધર્યું હોય તો તે સાર્થક નીવડે.

અર્જુને નૈવેદ ધરાવ્યું અને પછી થાળ લઇને એ રસોડામાં આવ્યો. કુન્તામાતા પીરસવા બઠાં હતાં.

અર્જુને નૈવેદનો થાળ લાવીને બાજઠ ઉપર મૂકયો એટલે કુન્તામાતાએ ભીમને બૂમ પાડી.

જમવામાં માત્ર ભીમ અને અર્જુન હાજર હતા.

ભીમ આવીને પોતાના પાટલા ઉપર બેઠો.

કુન્તામાતા બોલ્યાં, ' બેટા ભીમ ! ભગવાનને ભોજન ધરાવવાનું ચૂકતો નહિ.

'ના બા નહીં ચૂકું. હવે અહીં પાટલે બેસીને જ ધરાવી લઉં આપણે અર્જુનભાઇની માફક મોટું લાંબું પીંજણ કરતા નથી......... ખરા અંતઃકરણ પૂર્વક થોડીક પળ માટે ઇશ્વરને યાદ કરીએ એટલે બસ.'

આમ કહી ભીમે નેત્રો બંધ કર્યાં અને ભગવાન શંકરને પોતાનો થાળ ધરાવવા માંડ્યો.

બરાબર તે જ વખતે કુન્તામાતા બોલ્યાં— બેટા ભીમ ! તારા ભાણામાં

આઠ લાડવા મૂકયા છે તારે વધારે જોઇએ તો માગજે હોં ?

પણ ભીમનું ચિત્ત તો નૈવેદ્દ ધરાવવામાં જ હતુ. કુન્તામાતાએ કહેલ બોલ તેણે સાંભળ્યા નહીં.

અર્જુને તેની મશ્કરી કરવા માંડી 'બા, ભાઇશ્રી ભારે સેવામાં રોકાયેલા છે.'

થોડીક પળોમાં જ ભીમે નેત્રો ખોલ્યાં;

એટલે અર્જુન મજાકમાં બોલ્યો, 'બા, એટલામાં ભાઇશ્રી નૈવેદ્દ ધરાવી રહ્યા ભાગ્યે જ દસબાર પળ એને લાગી હશે. એનું ચિત્ત લાડવામાં જ હશે ને —'

'ના અર્જુન' કુન્તામાતા ભીમનો બચાવ કરવા માંડ્યાં, 'મેં લાડવાની વાત કરી પરંતુ એણે સાંભળી જ નથી એ તો ભગવાનને થાળ ધરાવવામાં ઓતપ્રોત થઇ ગયો હતો એનું નામ **'સાચી ભક્તિ'** વાહ ભીમ ભગત વાહ......'

અર્જુન હજી ભીમની મશ્કરી કરવાનું છોડતો ન હતો. પણ આવી મશ્કરી તો રોજની થઇ ગઇ હતી. ભીમ તેની દરકાર કરતો નહોતો.

એતો લાડવા ઉપર તૂટી પડ્યો. શ્રીકૃષ્ણ પાંડવોની મદદમાં હતા. તેમને અર્જુનના ભીમ પ્રત્યેના આવા તિરસ્કાર ભર્યા વલણની ખબર પડી ગઇ. અર્જુનને પોતાની પૂજાના ઠાઠનું ભારે અભિમાન હતું એ પણ તેઓથી છૂપું ન હતું.

તેમણે અર્જુનને પાઠ ભણાવવાનો નિશ્ચય કર્યો.

એક દિવસની વાત છે. તેમણે અર્જુનને પૂછ્યું, 'તારે શંકર ભગવાનનાં દર્શન કરવા કૈલાસ આવવું છે?'

"આપ જાઓ છો શું ? હા મારો વિચાર થાય છે. તું આવતો હોય તો આપણે જઇએ.

અર્જુન તો જવા માટે તૈયાર થઇ ગયો. આખરે બંને જણ નીકળ્યા. બંને જણ માર્ગ કાપતાં કાપતાં આગળ વધ્યા.

આખરે તેઓ કૈલાસને સીમાડે પહોંચ્યા શ્રીકૃષ્ણ બોલ્યા, 'આપણે હવે નજીક આવી ગયા પણ શંકર ભગવાનના દ્વાર ખુલ્લાં હોય તો સારું. એ જો સમાધિ લગાવીને બેઠા હશે તો આપણે પાછા ફરવું પડશે. પછીતો મહિના સુધી સમાધ છૂટે નહિ, અને શિવજીના દ્વાર ખુલે નહિ.

આ વખતે તેમની નજર ફૂલોના મોટા ઢગલા ઉપર પડી. પાસે એક ગાડાવાળો હતો. તે ગાડાંમાથી ફૂલો ખાલી કરતો હતો.

અર્જુનને ભારે કુતૂહલ થયું. તેમણે ગાડાંવાળાને પૂછ્યું, "ભાઇ આ તું શું કરે છે? આ ફુલ તું કયાંથી લાવ્યો અને ખાલી કેમ કરે છે?"

ગાડાંવાળાએ કાંઇ જવાબ આપ્યો નહિ તે પોતાના કામમાં મશગુલ રહ્યો.

અર્જુને ફરીવાર પૂછ્યું, 'કેમ ભાઇ જવાબ આપતાં તને તસ્દી પડે છે?'

ગાડાવાળો બોલ્યો, "આપ આ ગાડું ખાલી કરવામાં મદદ કરશો ? હું બહુ

ઉતાવળમાં છું. હજી ફુલનાં બીજાં ગાડાં બાકી છે તે લેવા મારે જવાનું છે."

અર્જુને ગાડાંમાંથી ફૂલ નીચે ઠાલવવામાં મદદ કરવા માંડી.

ગાડાવાળાએ કહેવા માંડયું, "યાત્રાળુજી શંકર ભગવાનને જેટલાં ફુલ આજે ચઢે છે તે બધાં ફુલ આજે ને આજે અમારે અહિં આ ફૂલ રાશીમાં લાવી દેવાં પડે છે પેલા પાંડુ પુત્ર ભીમ છે ને તેમણે ચઢાવેલાં ફુલનો તો પાર આવતો નથી. આજે તેમણે સાતસો ગાડાં ફુલ ચડાવ્યાં હશે તે બધાં અમે અહિં લાવવા માંડયાં છે. બીજી પૂજા ચાર કલાક પછી શરૂ થશે તે પહેલાં આજનાં તમામ ફૂલો અમારે અહિં લાવી દેવાં પડે જેથી ઉતાવળ કરું છું. શંકર ભગવાન તો સમાધિમાં બેઠા છે પણ અમારે અમારી ફરજ બજાવવી પડે ને?"

ભીમનું નામ સાંભળી અર્જુનને ભારે આશ્ચર્ય થયું ભીમે તો ભાગ્યે જ સાત પુષ્પો ચડાવ્યાં હશે. જ્યારે મેં પોતે તો બે ગાંસડી ભરીને પુષ્પો ચડાવ્યાં હતાં.

અર્જુને ગાડાંવાળાને પુછયું, "ભાઈ કાંઇ ભૂલ તો નથી થતી ને? તમે કહો છો તે પાંડુ પુત્ર ભીમ નહિ અર્જુન હશે."

'હોય કંઇ અમે ભૂલીએ અર્જુને આજે બોબો પુષ્પો ચડાવ્યાં છે તે તો અમે પહેલી જ વખતે લઈ આવ્યા પણ ભીમસેન ભારે ભગત છે. તેને ચડાવેલાં પુષ્પોનો પાર નથી. અમે તો ફૂલો ઓળખીએ ફુલે ફૂલે અમે તે ચડાવનારનું નામ વાંચી શકીએ તેમ છીએ. આટલાં વર્ષ શિવજીની પરમ ભક્તિ કરી એટલે એટલી દિવ્ય દ્રષ્ટિ અમને પ્રાપ્ત ના થાય. અર્જુનની પુજા બધી ઓટાડાઠની છે જ્યારે ભીમની પુજા થોડીક પળોની પરંતુ સાચી એકાગ્રતાની પુજા છે સાચીપુ જા છે."

અર્જુને શ્રીકૃષ્ણ ભગવાન સામે જોયું. ગાડાંવાળાનો ખુલાસો સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન મંદ મંદ હસતા ઉભા હતા.

તેમને આમ હસતા જોઈ અર્જુનને આશ્ચર્ય થયું. પરંતુ શ્રીકૃષ્ણ તો હસ્તા જ રહ્યા.

ઓચિંતો અર્જુનના મગજમાં પ્રકાશ પડયો. 'ઓહો સમજી ગયો. મારે કબુલ કરવું જોઈએ કે મારા ગર્વનો પાર ન હતો. હું એમજ સમજતો હતો કે મારા જેવો શીવજીનો ઉપાસક બીજો કોઇ નથી પણ હવે મને સમજાયું. હવે મને ખાત્રી થઇ મારા ભાઇ ભીમની ભક્તિ પણ મારી ભક્તિ કરતાં કોઇપણ રીતે ઉતરતી નથી.

શ્રીકૃષ્ણના અને અર્જુનનાં નેત્રો મળ્યાં. બંને એક બીજાના મનના ભાવ સમજી ગયા.

શ્રીકૃષ્ણજી બોલ્યા, "અર્જુન આ ગાડાંવાળા ભાઇ તરફથી આપણને સમાચાર મળ્યા કે શીવજી તો સમાધિમાં બેઠા છે. માટે આપણે હવે પાછા ફરીશું? તારી પુજામાં કાંઇ ક્ષતિ રહી ગઈ હશે નહીં તો આપણને આમ ખોટો ફેરો ન પડત.

'શ્રીકૃષ્ણજી હવે મારાં નેત્રો ખુલી ગયાં બલકે તમે મારાં નેત્રો ખોલી નાખ્યાં ભીમની ભક્તિને પણ હું હવે પુરી આંકુ છું ચાલો આપણે પાછા જઇએ.'

નેત્ર નવા જ્ઞાન સાથે અર્જુન અને શ્રીકૃષ્ણ સાથે પાછાં ફર્યાં.

# સનાતન ધર્મ

**ધર્મના આ ત્રીસ લક્ષણ શાસ્ત્રોમાં કહ્યાં છે.**

સત્ય, દયા, તપસ્યા, શૌચ, તિતિક્ષા, ઉચિત–અનુચિતનો વિચાર,
૧ ૨ ૩ ૪ ૫ ૬

મનનો સંયમ, ઇન્દ્રિયોનો સંયમ, અહિંસા, બ્રહ્મચર્ય, ત્યાગ
૭ ૮ ૯ ૧૦ ૧૧

સ્વાધ્યાય, સરલતા, સંતોષ, સમદર્શી મહાત્માઓની સેવા,
૧૨ ૧૩ ૧૪ ૧૫

ધીમે ધીમે સાંસારિક ભોગોની ચેષ્ટાથી નિવૃતિ,
૧૬

**“મનુષ્યના અભિમાન પૂર્ણ પ્રયત્નોનું ફળ ઉલટું જ હોય છે.”**

એવો વિચાર, મૌન, આત્મચિન્તન, પ્રાણિઓને અન્ન આદિનું
૧૭ ૧૮ ૧૯ ૨૦

યથાયોગ્ય વિભાજન, પ્રાણિઓમાં અને વિશેષ કરીને મનુષ્યોમાં પોતાના
૨૧

આત્મા તથા ઇષ્ટદેવનો ભાવ, સંતોના પરમ આશ્રય ભગવાન શ્રીકૃષ્ણનું

શ્રવણ, કીર્તન, અને સ્મરણ એમની સેવા, પૂજા, અને નમસ્કાર,
૨૨ ૨૩ ૨૪ ૨૫ ૨૬ ૨૭

એમના પ્રતિ દાસ્ય, સખ્ય અને આત્મ સમર્પણ ભક્તિ.
૨૮ ૨૯ ૩૦

આ બધા મનુષ્યોના પરમ ધર્મ છે. એના પાલનથી સર્વાત્મા ભગવાન પ્રસન્ન થાય છે.

(શ્રીમત્ ભાગવત)
દા. વાલદાસજી
ના હરિૐ

# આજની માતા

પટેલ અમૃતકુમાર હંસરાજભાઇ
શ્રી લક્ષ્મી સો મીલ
સેવાલિયા.

એ નવજાત શિશુના કોમળ મુખનું નેત્રદ્વાર આસ્વાદ કરી રહેલી માતાનું હૈયું પોકારી ઉઠયું.

મારા દિકરા, તારી આ માતા, તારા મંગળ માટે સદાય પ્રાર્થના કર્યા કરે છે તું પ્રસન્ન થઈ મલકે છે પણ આ દુનિયામાં કેટકેટલાં દુ:ખ પરિતાપ છે એની તને શી ખબર ? પુષ્પ જેવા તારા કોમળ ગાત્રને રખે ઇજા થાય એ ભયથી સ્પર્શતાંય હું ડરું છું, પરંતુ ઈશ્વરે તારા માટે નિશ્ચિત કરી મૂકેલો જીવનસંગ્રામ કેટકેટલો કઠોર હશે?

આ સંસાર પ્રપંચ, છેતરામણી અને જૂઠથી સભર છે. આવી પડેલી કોઈપણ વિપત્તિને ન ગણકારનાર વૃક્ષનું તું અંકુર છે. તારા પૂર્વજોના પવિત્ર પદ્દચિહ્ન પર ડગલાં માંડતો માંડતો તું તેમનાથીય ઉત્તમપદ પ્રાપ્ત કરે એ જોવાની મારી પ્રબળ ઉત્કંઠા છે, પૂરી કરીશને ?

આગે બઢો, બેટા આગે બઢો. તારી માતાની પ્રાર્થનામાં એ યશ હશે તો તું સદાય સુપથગામી જ રહીશ. ભય દેખીને ભાગજે મા. તારી ચારે બાજુ નિંદાના બાણ છુટે કે પ્રશંસાનાં પુષ્પો વેરાય તેનીય ચિંતા મા કરજે.

કોઇપણ નિષિદ્ધ કાર્યથી તારા હાથ ખરડીશ મા, તારા સુકોમળ અધરથી પાન કરેલું તારી રે માતાનું ધાવણ ન લાજે તેવી સાવધાની રાખજે અને દીકરા, તારા લક્ષ્ય પર પહોંચી જજે.

જીવનપથનું કશુંય પાથેય બંધાવ્યા વિના ઈશ્વરે તને કંગાળ કુટુંબમાં જન્મ આપ્યો તેનો રંજ લાવીશ મા, પરમ-આત્મા, પરમેશ્વર તો તારામાં, કોઇપણ ઋષિમુનિ કે ભૂમિસમ્રાટમાં પણ એક સરખો જ વિહરે છે.

સત્યની શોધમાં નીકળેલાં તારાં ચરણો 'મિથ્યા' માં પણ જઇ ચડે! પરિનીાજાત લતાકુંજોમાં ફણિધરો પણ છૂપાયેલા હોય! તેથી નિરાશારૂપી અંધકાર તારા હૃદયને આવરી ન લે, માત્ર એટલા જ તને મારા આર્શીવાદ છે.

જીવનના કલેશમાં ફસાયેલાં ગરીબોનાં આંસુ લૂછવાનું, દબાયેલી ચંપાયેલી માતૃભૂમિને ટેકો આપી ઉંચે ઉઠાવવાનું, વધતી જતી અનીતિને પગ તળે છૂંદી નાખી દબાવી દેવાનું સામર્થ્ય તારા નાના નાના, કુસુમથીય સુકોમળ હાથમાં, તારી માતાનું આ વાત્સલ્યભર્યું ચૂંબન આપી રહો.

[ગુજરાત સમાચારમાંથી]





# છાત્રાલયનો મારો અનુભવ

લીલાબેન વી. પટેલ
(કન્યા છાત્રાલય)
ધનસુરા.

ક્ષણભંગુર એવા પાણીના નાજુક પરપોટા જેવું ઘડીમાં ચમકી લુપ્ત થઈ જનારું માનવજીવન અનેક પાસાઓમાં પલટાય છે, અભિલાષાઓને આશાઓની ખીણમાં ખેરવાય છે, કર્તવ્યની કેડીએ પગલાં માંડે છે તે કયારેક વળી ભયંકર ભૂલોના ખડકોમાં અથડાઈ ચૂરેચૂરા બની વેરાઇ જાય છે. માનવજીવન એક આખુંય નાટક છે. તેનો પ્રથમ અંક છે બચપણ, દ્વિતીય અંક છે યુવાવસ્થા અને તૃતીય અંક છે વૃદ્ધાવસ્થા. માનવજીવનરૂપી નાટકનો દ્વિતીય અંક કર્તવ્યો, ફરજો ને સાહસોનો મહામૂલો માર્ગ છે. આ માર્ગ ને કુશળતાપૂર્વક ને સરળતા તેમજ સફળતાના સોનેરી તારકોથી ઝગમગાવનારો દીપ જ્ઞાન, શિક્ષણ છે, કેળવણી વગરનું જીવન એળે જાય છે. માનવીને તેના કર્તવ્યોનું ભાન આવી શકતું નથી. 'વિદ્યા વગરનો માનવી પશુ સમાન છે.' વિદ્યા એ જ યુવાનીનું ભૂષણ છે, સાચું ધન છે. આ શિક્ષણને પોષનારું વૃક્ષ છે વિદ્યાશ્રમ. આજના યુગનાં વિદ્યાશ્રમો એટલે જ શાળા અને છાત્રાલય.

વિકસતા યુગનાં વિકાશ માર્ગે આપણે પણ પગલાં માંડવાં જ જોઇએ. આજે કરોડોની સંખ્યામાં વિદ્યાર્થીઓ જુદા જુદા શિક્ષણ ક્ષેત્રે પડેલા છે. છાત્રાલય એટલે છાત્રોનું રહેઠાણ વિદ્યાર્થે વિદ્યાર્થીઓ કુટુંબ માબાપ આદિને છોડી એકલા શિક્ષણક્ષેત્રમાં ઝંપલાવે તેના જેવું બીજું વધારે સારું શું હોઈ શકે? પુરાતન કાળમાં તો વિદ્યાર્થીઓ જ્ઞાનોપાન કરવા ગુરુઓના વનાશ્રમોમાં જતા ને વર્ષો સુધી દુનિયાથી જુદા રહેતા. યુગ પલટાયો તેમ આ સમાજ પણ પલટાયો. આજે વિદ્યાર્થીઓ છાત્રાલયમાં રહીને અભ્યાસ કરે છે. છાત્રાલય માત્ર વિદ્યાર્થીઓને રહેવા માટેનું રહેઠાણ જ નથી પરંતુ વિદ્યાર્થીજીવનના દરેક ક્ષેત્રને વિકસાવનારી પૂર્વભૂમિકા છે.

દેશના ભાવિને જોખમમાં ન મૂકવું હોય તો સ્ત્રીઓએ પણ કેળવણી લેવી અત્યંત આવશ્યક છે. આજે સ્ત્રી પણ પુરુષની હરોળમાં ઊભી રહેવા માડી છે તે પ્રતાપ શિક્ષણનો જ છે. વડીલોનાં અર્ધમીચ્યાં નયનો ખુલતાં તેમણે આપણા સમાજને પાછળ પડતો જોયો. તેમણે પોતાની બાળાઓના હિતાર્થે એક નાનકડા કન્યા છાત્રાલયની સ્થાપના કરી, અમારું છાત્રાલય એ ત્રણ વર્ષનું જ નવા યુગનું ઘડતર છે. અમારું છાત્રાલય ભલે બધી રીતે નાનું અને નવું હશે પણ તેનું કેળવણી પાસું વિશાળ છે. ઘરનાં કામોની ગુલામ બનેલી બિચારી અભણ કન્યાઓના



જીવનનુ સોનેરી પ્રભાત પ્રગટાવનારી એક નાનકડી સંસ્થા છે. તેમના ભાવિને ઉજ્જવળ ને સુખી બનાવનારું સાધન છે. કન્યાઓ જો આ સંસ્થાનો સાચો લાભ ઉઠાવે તો ખરેખર આપણા સમાજની રોનક બદલાઇ જાય. સ્ત્રીને જીવનના કયા ક્ષેત્રમાં શિક્ષણ ઉપયોગી નથી? શિક્ષણ વગરની સ્ત્રીનું જીવન બેકાર છે દૂર દૂરના ગામડાઓમાં વસતી કન્યાઓને શિક્ષણની સગવડ પૂરી પાડનારું સાબરકાંઠા જિલ્લામાં એક શિક્ષણની પ્યાસ પૂરી પાડનારી પરબ છે. કન્યાઓએ અને તેમના વાલીઓએ આંગણે આવેલો આ લાભ જતો કરવો ન જોઇએ. કન્યાઓને છાત્રાલયમાં રહીને મળેલા સમય અને શિક્ષણનો દૂર્વ્યય ન કરવો જોઇએ. તેમને તો વાલીની અને સમાજની ઇજ્જત વધારવી જોઇએ નારી તરીકેની પોતાની શકિતનો પરચો સમાજને બતાવી આપવો જોઇએ. એમાં જ તેમનું, તેમના માતાપિતાનું અને સમાજનું તેમજ દેશનું હિત છૂપાયેલુ છે.

અમારા છાત્રાલયમાં કન્યાઓની સંખ્યા ચાલીસ જેટલી છે. હજુ તો નવાં નવાં સોપાન ચડતું અમારું છાત્રાલય એક શિશુ સમાન જ છે. પંરતુ ભવિષ્ય બોલે છે કે એક વખત આ સંસ્થા અગમ્ય વિકાસ સાધશે. ચાલીશની સંખ્યા બસો, ત્રણસોમાં પચ્ચીસ વર્ષ બાદ ફેરવાઈ જશે. અમારા છાત્રાલયમાં અમુક દૈનિક નિયમોનું નિયમિત પાલન થાય છે. નિયમ કે શિસ્ત વગરનું વિદ્યાર્થીજીવન, સુગંધ કે રંગ વગરના પુષ્પ જેવું છે. વિદ્યાર્થીનુ જીવન નિયમોના શસ્ત્રોથી જ ઘડાય છે. નિયમ વગરનું જીવન ઉછાંછળું કે સ્વછંદી બની જાય છે. વિદ્યાર્થીઓ ફાવે તેમ વર્તે તો તેમનું ભાવિ જોખમાય ને સંસ્થાનું હિત પણ જોખમાય. માટે વિદ્યાર્થીઓએ પણ નિયમોને અનુસાર કોઇથી દોરવાયા વગર વર્તન કરવું જોઈએ. અમે રોજ સવારના ૬ વાગે દાતણપાણીથી પરવારી ધ્યનપૂર્વક, આત્મીયતાથી પ્રભુ-પ્રાર્થના કરીએ છીએ. નિયમિત સ્નાન કરી સ્વચ્છ કપડાંમાં સજ્જ થઇએ છીએ. નિયમસર ૧૦ વાગે પૌષ્ટિક આહાર કરી સ્કૂલમાં જઇએ છીએ. ધ્યાનપૂર્વક નિયમિત પુસ્તકોના પાઠોનું અધ્યન કરી નવા જ્ઞાનનું આત્મામાં સિંચન કરીએ છીએ. સાંજે ૭ વાગે પણ પ્રાર્થના કર્યા બાદ આંપેલા ગૃહકાર્યમાં તેમજ વાચનમાં ચિત્ત લગાડી વાંચીએ છીએ. અમારા છાત્રાલયમાં અમે આ રોજિંદાં કાર્યો ઉપરાંત પણ બીજાં અનેક કાર્યો કરીએ છીએ, વાર્ષિક પર્વો, નેતાઓની જન્મ-શતાબ્દીઓ, પૂણ્યતિથિઓ અને રાષ્ટ્રીય તહેવારોની ઉજવણી કરીએ છીએ.

વ્યાખ્યાનમાળાઓ, જુદી જુદી સ્પર્ધાઓ મનોરંજન કાર્યક્રમો વગેરેનું આયોજન કરવામાં આવે છે. અમારા છાત્રાલયમાં જ્ઞાનોપાન કરાવે તેવાં માસિકો પણ આવે છે; જે વાંચી અમે દુનિયાના બહારના જ્ઞાનને પણ મેળવીએ છીએ. અમે છાત્રાલયનાં અમારાથી કરી શકાય તેવાં કાર્યો જાતે જ કરીએ છીએ. અમારા

# કંઇ કરીશું ? કે જોયા કરીશું ?

[જનકલ્યાણમાંથી]

અનેક અનેક પ્રશ્નો મનમાં ઊઠે છે, પણ જવાબ મળતો નથી. મૂંઝવણ થાય છે, વેદના થાય છે. અને ખૂબ પરિશ્રમે જવાબ મેળવું છું તો તે ખરા લાગતા નથી. ખરા લાગે છે તે આ યુગના યુવાનીએ ઘડેલા ચોકઠામાં બેસતા નથી

પ્રશ્નો છે અને જવાબ ખોળવા જ રહ્યા, તે વિચારે મારા પ્રશ્નો આજે તમારી સામે, એટલે કે વડીલો, અનુભવી વિચારક, અને આજના પ્રવાહમાં ખેંચાઇ રહેલા અને કાંઠે સ્થિર ઊભેલા સૌને પૂછું છું. ના, પ્રશ્નો કરતા એમ કહું કે મારા વિચારો જોરથી વિચારું છું.

કદાચ તમને આના જવાબ જલદી મળી જાય; કદાચ તમે પણ મારી જેમ મૂંઝાઇ જાઓ, વાંધો નહિ. એ બહાને વિચારધારા તો શરૂ થશેને ? અને એટલું થાય તોયે ઘણું છે, એમ માનીને મનમાં જાગેલા પ્રશ્નો આજે થોડા તમારી પાસે મૂકું છું.

આ પ્રગતિકારક, દોડતા, ધસમસતા યુગપ્રવાહમાં કેટકેટલું અજબ ત્વરાથી બદલાઈ રહ્યું છે, કેટલું... ખેંચાઇને.... દૂર ફેંકાઇ ગયું છે, કેટલાનાં તો મૂળિયાંજ ઊખડી જવા લાગ્યાં છે મૂળ વિનાના, લંગર વિનાના, થડ વિનાના પ્રવાહમાં ખેંચાવા લાગ્યા છીએ. પૂરઝડપે આંખ મીંચીને ઉઘાડીએ ત્યાં તો અજબગજબનું પરિવર્તન નજરે ચડે છે.

આવા ધસમસતા યુગના પ્રવાહમાં ભલભલા ખેંચાઇ રહ્યા છે. જેના પગ સ્થિર હતા તે પણ ખેંચાવા લાગ્યા છે, સ્થિર રહેવું લગભગ અશકય બની ગયું છે, જો કે એની સાથે દોડતા આપણે હાંફી જઇએ છીએ, થાકી જઇએ અને વિચાર કરવા રહેતાં, સહેજ પાછળ રહી જઇએ છીએ, તો આગળ જનાર યુવાની અને બીજા, તરત જ આપણા કપાળે લેબલ લગાડી દે છે: 'એ તો જુનવાણી છે. તદ્દન ઓર્થોડોક્ષ. માનવી બદલાઈ

પેજ નં. ૧૦થી ચાલુ

છાત્રાલયમાં અમે રસોઇમાં બનતી મદદ કરી ગૃહવિજ્ઞાનની ગરજ સારીએ છીએ બાપુના સંદેશ મુજબ છાત્રાલયની સફાઇ પણ અમે કરીએ છીએ. આમ અમે છાત્રાલયમાં નિયમબદ્ધ, સુખશાંતિ ને સગવડ ભર્યું જીવન જીવીએ છીએ અને શિક્ષણ ક્ષેત્રમાં દિન-પ્રતિદિન આગળ વધીએ છીએ. છાત્રાલયનું જીવન જ એક બીજાના પ્રત્યે આત્મિયતા, પ્રેમ ભાવના ને સહકાર-સપના અમીને પોષનારું છે. છાત્રાલયમાં વિદ્યાર્થી તરીકેનું જીવન જીવવાનું સદ્‌ભાગ્ય સાંપડયું છે તેથી મારું એક અણમુલું સ્વપ્ન સિદ્ધ થયું છે. ●

રહ્યો છે, માનવીના વિચારો બદલાઈ રહ્યા છે, રહેણીકરણી–રીતભાત, વાણી-વર્તન, પહેરવેશ ને સાજશણગાર બદલાઇ રહ્યાં છે, આનંદ–પ્રમોદની રીતો ને તેનાં સાધનો બદલાઈ રહ્યાં છે; આચાર–વિચાર બદલાઈ રહ્યા છે, અને સાથેજ મૂળભૂત મૂલ્યો પણ બદલાઈ રહ્યાં છે. રૂપિયાના અવમૂલ્યાંકન (અં૦ ડિવેલ્યુએશન) સાથે સત્ય, અહિંસા, નીતિ, નિયમ વગેરે સ્થાયી ગણાનાં મૂલ્યોમાં પણ અવમૂલ્યાંકન થઇ રહ્યું છે.

પહેરવેશ પલકારામાં બદલાઈ રહ્યા છે. કેશભૂષા, વેશભૂષા ને સાજશણગારે જીવનમાં અગત્યનું સ્થાન લેવા માંડયું છે. ફાટેલાં લૂગડે ને ઘરડાં માબાપે શરમ નથી, એ વાત આજે કોઇને ગળે ઊતરતી નથી. આજે તો 'એકનૂર આદમી, હજારનૂર કપડાં' ની જ કિંમત છે, અને ઘરડાં મા-બાપ ઘરડાના ઘરમાં મોકલવા લાયક છે. યુવાની જ જ્યાં સર્વસ્વ ગણાય છે ત્યાં 'ઘરડાં ગાડાં વાળે' કે માત-પિતાની સેવા કરવાની વાત બેહૂદી લાગે છે.

વેશભૂષા, કેશભૂષા, સાજશણગાર શરીરનાં બદલાયાં તેમાં હર્ષ કે શોક નથી. ભલે બદલાય, ભલે એ પરિવર્તનમાં યુવાની આનંદ માણે. જોતજોતામાં પંજાબી, ચૂડીદાર. બેલબોટમ, મીનીસ્કર્ટ-માંથી લૂંગી સુધી આવી ગયા. વાંધો નહિ. પોઇન્ટેડ બૂટ આવ્યા, કેરાધાકોર આંખને ઢાંકે તેવા વાળનાં ઝૂંડ આવ્યાં, જીંથરાં જેવા સાઇડ બન્સ આવ્યા. ચીતરવાળા બુશકોટ આવ્યા. લાંબા વાળવાળીએ ટૂંકા કર્યા ટૂંકાવાળાએ વધાર્યા. છોકરા કે છોકરીના ભેદ પારખવા મુશ્કેલ બન્યા. તોય વાંધો નહિ, કારણ કે આ બધું ઉપરનું છે. આવશે અને જશે. અંદરનું ન બદલાય ત્યાં સુધી, મૂળ મૂલ્યોને ઉચ્છેદી ન નાખે ત્યાં સુધી, અંતરંગ ન બદલાય ત્યાં સુધી બાહ્ય પરિવર્તનમાં વાંધો નથી.

મનોરંજનના પ્રકારો બદલાયા. માણ-ભટ્ટની કથાઓ, રામલીલા કે સતિયાના સતને બિરદાવતી, બીજા માટે જાન કુરબાન કરનાર વીરોની કથામાં હવે એમને રસ નથી. એવી ભાવના રજુ કરતાં ચિત્રો કે નાટકો ફિસ્સાં લાગે છે.

આજે રાજા ભરથરી કે સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર એમને વેદીયા લાગે છે, ત્યાં આદર્શ તો માને જ શાના ? રાજા ભરથરીનું નાટક જોઇને ભેખ લઇ લેનારને મૂર્ખો કહેશે અને ગાંધીજીએ સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર જોઇને, સત્ય બોલવાનો નિર્ણય કર્યો, કે શ્રવણની ભક્તિ જોઇને માતાપિતા પ્રતિ ભક્તિભાવ જાગ્યો પણ આજના યુવાન એવા સેન્ટીમેન્ટલ નથી.

ખભે બોજ ઉપાડી ને જાત્રા કરાવનાર શ્રવણ અક્કલ વિનાનો લાગે છે. એ તો કહેશે, જાત્રા શા માટે? ઇશ્વર તો ઘટઘટમાં છે એમ કહે છે ને પછી શું છે? ઘેર પણ ભજો. અને શ્રવણને શું મળ્યું ફળ ? મોતને ભેટયો કે બીજું કંઇ ?

અને પેલો સત્યવાદીની પૂંછડી થનાર રાજા હરિશ્ચંદ્ર ! શું મેળવ્યું એણે ! આખી જિન્દગી હેરાન થઇ ગયો કે બીજું કંઈ ? એ મૂર્ખ હતો. એકલો મૂર્ખ જ

નહિ, ગુનેગાર પણ હતો, કારણ કે એની મૂર્ખાઇમાં જાતને હેરાન કરી તો ભલે કરી, પણ એની પત્ની અને પુત્રને એ રીતે ત્રાસ આપવાનો, અને વેચવાનો એને કોઇ અધિકાર નહોતો. અને આવી દલીલનો જવાબ આપણે શું આપીશું ?

આજના યુગને એવાં વચનનાં બંધનો પરવડતાં નથી પવિત્રમાં પવિત્ર લગ્નબંધન પણ નહિ. એતો માંગે છે મુક્તિ–છુટકારો, સ્વત્રંતા. અને એની સ્વતંત્રતા જે અવરોધો આવે તેને ફેંકી દેતાં એક ક્ષણ પણ અચકાતા નથી.

બધા જ બંધનો ફેંકી દેવા માંગતી યુવાનીને, કપડાંનાં પણ બંધન લાગવા લાગ્યાં છે. એમના વિકાસમાં એ નડતર-રૂપ લાગે છે, અને જ્યારે એમ લાગે ત્યારે એને વિકાસ અર્થે, કળા અર્થે કે મનોરંજન અર્થે ફેંકી દેતાં અચકાતાં નથી.

આજે પશ્ચિમમાં નાટકો ભજવાય છે, ઘણાં નાટકો નગ્ન દશામાં ભજવાય છે. તેનાં બે નામ આપું છું. એકનું નામ છે 'હેર' અને બીજાનું નામ છે, 'ઓહ કલકત્તા !' એ નાટકોમાં તખ્તા પર જ, પ્રેક્ષકોની સામે જ અભિનય કરનારાં બધાં જ કપડાં ઉતારી નાખે છે અને તેમ કરવા અર્થાત્ બંધન ફેંકી દેવા પ્રેક્ષકોને પણ આમંત્રે છે. આ છે આજના યુગના યુવાનોની કળા અને મનોરંજન. કહે છે કે કપડાં પહેરવાં જ એવું બંધન શા માટે ?

યુવાનવર્ગ હોંશિયાર છે, બુદ્ધિશાળી છે, એટલે તો એમના દરેક કાર્યની પાછળ કંઇક ઉદ્દેશ છે એમ દલીલો દ્વારા સાબિત પણ કરી આપે છે. એ કહે છે કે, અમે નવું કશું જ કરતા નથી. ઊલટાના ભૂતકાળ તરફ જઇએ છીએ. શરૂમાં હતું તે જ કરીએ છીએ, આદમ અને ઇવે શરૂમાં કયાં કપડાં પહેર્યાં'તાં ને એ જ તો સંસ્કૃતિ છે. શરીર ઢાંકવું, કપડાં પહેરવાં એતો વિકૃતિ છે. આવા અજબ ભેજાવાળાઓની આવી દલીલો સામે સૂઝે છે કોઈ જવાબ ? રહેજો, થોભજો, જવાબ આપતાં પહેલાં વિચારજો. તમને જે જવાબ સૂઝે તે એમના બનાવેલા ચોકઠામાં ગોઠવાઇ જવો જોઇએ, નહિ તો તમારો જવાબ ખોટો છે. એમનું ગણિત જાણો તો જ ખરો જવાબ જાણો.

યુવાની સ્વતંત્રતા માંગે છે, અને વિચાર-કોને લાગે છે તે સ્વછંદતા સુધી પહોંચી જવા લાગી છે. યુવાની એટલે એમાં સ્ત્રી અને પુરુષ, છોકરા અને છોકરીઓ, યુવાનો બધાં જ આવી જાય છે. છતાં એ વચ્ચે હજી પણ ભેદ તો છે જ.

યુગયુગથી નારી દબાયેલી છે, અને ઘણી બાબતમાં નારીનો ઉપયોગ, પુરુષના મનોરંજનાર્થે જ થયો છે. એમ ન હોત તો વિષકન્યા, વારંગના, દેવદાસી ને આજના વેશ્યાગૃહો અસ્તિત્વમાં હોત જ નહિ. તેવું જ આજે પણ થઈ રહ્યું છે. ફક્ત તેનું રૂપ બદલાયું છે, હાર્દ એજ છે.

આજે પણ નારીનો ઉપયોગ પુરુષોના

મનોરંજન અર્થે અને કામવાસના ઉશ્કેરવા ને તૃપ્ત કરવા જ થઈ રહ્યો છે. પરંતુ આ રીતે એ પાશ્ચાત્ય વિચારોમાં રચ્યાપચ્યા રહેનારને કહીશું તો એ માનશે જ નહિ. પુરુષો તો શું, પણ સ્ત્રીઓ પણ કહેશે કે, અમે જે કરીએ છીએ તે વિચારપૂર્વક અને સ્વેચ્છાથી જ કરીએ છીએ.

યુવતીઓના આવા જવાબ સાંભળીને યુવકો હશે છે. પુરુષો હસે છે, ને પ્રૌઢો, વૃદ્ધો ને સંસ્કૃતિનો જેને જુદો જ ખ્યાલ છે તેને વેદના થાય છે—ને તે દિશામાં જતા રોકવા પ્રયત્ન કરે છે. તેને યુવકો કહે છે કે, જો સ્ત્રીઓ ખુશ છે એમાં તો તમને શો વાંધો છે? ને ન ભૂલો કે આ રામાયણનો યુગ નથી. તે પછી તો આખું મહાભારત રચાઇ ગયું ને ત્યારે તમે પ્રાતઃકાળે જેને સ્મરો છો તેવી દ્રૌપદીનાં પણ ભરી સભામાં ચીર ખેંચાયાં. તો આજે સ્ટેજ પર, કલબમાં, કેબરેમાં ખેંચાય છે એમાં ફેર શો છે? છે આનો જવાબ ?

એ કહે છે, કે એ વખતે થોડા વૃદ્ધોએ જેમને જીવન માણવાની તક નહોતી, તેવાઓએ શરમાઇને માથાં નીચાં ઢાળી દીધાં, પણ તે તો તે કાળે. આજે તો અમે એ યુગથી, કયાંય કળીયુગના સહારે સથવારે આગળ વધી ગયા છીએ. માટે જ તો ભર સભામા ચીર ખેંચાયાં તેમ આજે મોટી હોટલોમાં, કેબરે ને કલબોમાં ચીર ખેંચીએ છીએ. એમાં નવું શું છે કે આટલા ભડકી ઉઠો ?

અને કેટલી પ્રગતિ કરી તે છે તો જુઓ! તે વખતે, તે કાળે, દુઃશાસનને મહેનત કરવી પડી હતી ત્યારે અમે નીરાંતે, પીણાં પીતાં, સીગરેટના કશ ખેંચતાં, એરકન્ડીશનમાં આનંદ કરતાં, એક નહિ પણ અનેક દ્રૌપદીનાં ચીરો ખેંચાતાં જોઇએ છીએ. અને ખૂબી તો એ છે કે એ ચીર અમારે ખેંચવાં પડતાં નથી. દ્રૌપદીઓ પોતે જ એક—પછી—એક ચીર ઉતારતી જાય છે, હસતી જાય છે, શરીર અને અંગઉપાંગ મરોડતી જાય છે, અને ત્યાં હાજર રહેલાઓમાં ઉશ્કેરાટ ફેલાવતી જાય છે. અને એ ઉશ્કેરાટના અત્યાનંદમાં અમે તાળીઓથી હોલ ગજવી મૂકીએ છીએ.

થોડા જુનવાણી વિચારના માનવીઓ, સંસ્કૃતિનું ડમડમ વગાડનાર વેવલાઓ, કહેવાતા ઘરડા ખખડધજ વૃદ્ધો ને થોડા જૂની રીતે વિચારનાર કહેવાતા જ્ઞાનીઓ ને સમાજસુધારકો, આવા સુંદર મનોરંજન અને મહેફિલો વિરુદ્ધ પ્રચાર કરે છે. એમને એટલું જ કહીએ કે એ આ યુગની ભૂખને અને વાસનાના ભૂતને તમે જાણતા નથી.

આગળ કહેવાતું કે 'અન્ન તેવો ઓડકાર' પણ આજનો યુવાનવર્ગ કહે છે, એ તદ્દન ખોટી કહેવત છે. કદાચ લસણ—ડુંગળીની વાસ આવે તે કબૂલ છે. પરંતુ માંસ—મચ્છીની વાસ કેવી. અને મદિરાની ટીકા કરનાર એટલું પણ જાણતા નથી કે એતો યુગયુગથી દેવોનું પીણું ગણાતું આવ્યું છે. છતાં એ પીણાં પીવાતાં સંસ્કૃતિનો નાશ માને છે તેવાને તો મૂર્ખ જ કહેવા કે બીજું કંઇ ?

આગળ કહેતાં સાંભળ્યું છે, કે 'પ્રામાણિકતાથી પૈસા પ્રાપ્ત કરો' 'પરસેવાના પૈસા જોઇએ' એ બધા તદ્દન ઘસાઇ ગયેલા સિક્કા છે. આ યુગનાં નાણાં સાથે જરાય બંધબેસતા નથી પૂછો પરસેવો પાડનાર ખેડૂતને, પૂછો મજૂરને, પૂછો ખાણમાં કામ કરનાર ખાણીઆઓને. થાય છે પૈસા ભેગો? બે ટંક ખાવાનું પણ નથી મળતુ પેરસેવાના બદલામાં.

'ઓનેસ્ટી ઇઝ ધ બેસ્ટ પોલીસી,' એ વાત કરવા પૂરતી ઠીક છે, બાકી પ્રામાણિકતા અને નીતિની પૂંછડી પકડનારના હાથમાં, શેરડીનું પૂંછડું જ આવે છે, આગળનો ભાગ બીજાના હાથમાં જ જાય છે. માટે સુખી થવું હોય તો, એશઆરામ મેળવવા હોય તો, પેલાં નીતિ પ્રામાણિકતા, સચ્ચાઈ, એ બધાની ભારીઓને ઘરમાંથી ફેંકી દો, જગ્યા ખાલી કરો, ને જોજો, જોતજોતામાં એ જગ્યા પૈસાથી ભરાઈ જશે.

આજની યુવાની કહે છે, કે અમારે દોડવું છે. ભૂતકાળના કહેવા । આદર્શોના ખીલામાં લંગર નાખીને બેસવું નથી. અમારે દોડવું છે, અને દોડનાં જે નકામાં બોયાં હડફેટમાં આવે તેને ફગાવી દઇને નવું અપનાવી લેવું છે. એ કહે છે કે, 'આ ભૂતકાળમાં ભમનારાઓ! તમે નવામાં બહુ ખરાબ જ કેમ જુઓ છો! કઈ જાતની છે તમારી નજર? મનોરંજન ખાતર સ્ટ્રીપટીઝ થાય તો ખુશ થવું જોઇએ કારણ કે મનોરંજનનું મનોરંજન અને સાથે જ ધૂમ કમાણી.

કેટલી સ્ત્રીઓને આમા કમાણી થાય છે અને કેટલી સહેલાઈથી! નથી તેમાં ડીગ્રીની જરૂર, નથી ભણતરની જરૂર. નથી પરસેવો પાડવાની જરૂર. નથી બુદ્ધિની જરૂર. ઊલટાની બુદ્ધિ આમાં આડી આવે છે, જરૂર છે ફક્ત સુંદર શરીરની. એ શરીર પૂરું દેખાડયું કે, હજારોની કમાણી. મહિને બેથી પાંચ હજાર કમાઈ જાય છે ને કુટુંબ પોષે છે તે નથી જોતા, ને નગ્નતાને જ જુએ છે! કેવી છે તમારી વક્ર દૃષ્ટિ! ખરેખર, તમારી દયા આવે છે.

એ કહે છે, કે ઓ જુનવાણી વિચારના માનવીઓ! તમે ચામાચીડિયા જેવા છો. આંખ મીંચીને બેસી ગયા છો. પ્રગતિના જુવાળને જાણતા નથી. જુઓ, આંખો ખોલો ને નજર કરો પશ્ચિમ તરફ, લંડન પર. જુનવાણી કોન્ઝર્વેટીવ ગણાતા લંડને પણ હવે આ જમાનાને ઝડપવા હરણફાળ ભરી છે. ત્યાં પણ ખુલ્લેઆમ ને છડેચોક સ્પર્શ, ચુંબન અને બધી જ ક્રિયાઓ નિરઅંકુશપણે થવા લાગી છે, અને એ જ બરાબર છે. પુરુષ અને પ્રકૃતિનુ મિલન એજ તો સંસાર છે. એમાં ખાનગી શા માટે હોવું જોઇએ? એમ કહીને કહે છે કે, જગન્નાથપુરી અને એવાં બીજા મંદિરો પરની કળા-કારીગરી પણ એ જ તો સદેશો આપે છે ને! એમની આ રીતનો, વાતને ટ્વીસ્ટ કહીને મૂકવાની રીતનો—પ્રશ્નનો કોઇ જવાબ છે આપણી પાસે?

ટૂંકમાં, આવું પશ્ચિમમાં પૂરજોશથી ચાલી રહ્યું છે, અને પૂર્વના આપણે એની નકલ કરવામાં પાછી પાની કરતા

# બેલીડા ઉઠો.....

અખેરામ એન. પટેલ
નેશનલ ટાયર્સ
ધનસુરા.

બેલીડા ઉઠો ઉતાવળા થઈ, સાંતરડાંને જોડો ખેતરમાં જઈ (વેલ)

ધર્મને નિયમના ધોરીડા જોડો, અનુભવ હળને લઈ
મોહમાયાનાં ઢેફાં ભાંગો, રામનું ખાતર દઇ....બેલીડા

જ્ઞાન ધાન્યના કણ મોંઘેરા લેજા, તન મન નાણાં દઈ
મનુષ્ય ખેતરમાં વાવો વિવેકથી, ગુરુ ગમ ઓરણી લઈ....બેલીડા

જ્ઞાનના અંકુર ફુટયા ખેતરમાં, ધીરજ છૂંઢણી થઇ
કુડ-કપટનાં કાઢો પારેવડાં, મન રખવાળો રઇ....બેલીડા

ધર્મનાં કણસલાં પાકયાં ખેતરમાં, ખબર ધણીને થઈ
સત્સંગ સંતોનાં ફેરી હાલરડાં, મોતીડાં મેળવો સઈ....બેલીડા

ત્રિગુણની ત્રોપાઈએ ઉભા રહીને, ઉધણી શરૂ થઈ
સુરતાને સુપડે સાફ કરી લેજો, હૃદય કમળમાં રઈ....બેલીડા

મોહ માયાને છોડી કરીને, સાચા મરજીવા થઈ
આશા ને તૃષ્ણા ત્યજી દઇને, મોતીડાં મેળવો સઇ....બેલીડા

તીરે ઉભા જુએ તમાસા તે, ફુટી કોડી પામે ના સહી
મોજ કરે એવા સાચા મરજીવા, મોતીડાં ગોત્યાં સહી....બેલીડા

હૃદય કમળમાં ડૂબકી મારી ને, સાચા ઝવેરી થઇ
અખેરામ કહે એવી કરજો કમાણી, એની ભવની ભાવટ ગઈ....બેલીડા



# પ્રભુ પધાર્યા

વહીવંચા ખંડેરાવ રામસંગ ભટ્ટ

હેરોલકંપા રળિયામણો
જ્યાં વસે કડવા પાટીદાર
યજ્ઞ આરંભ્યો લક્ષ્મીપતિનો
અને તેડાવ્યા બ્રહ્મકુમાર
વેદમંત્રોની વાણી વદે
જવ તલ ઘી હોમાય
બ્રાહ્મણો મુખથી વદે
પધારો લક્ષ્મીનારાયણં ભગવાન
ધ્વનિ સાંભળ્યો અવિનાશીએ
સાંભળ્યો વૈકુંઠમાંય
ઉભા થયા લક્ષ્મીપતિ
બોલાવ્યા ગરુડને ત્યાંય
લક્ષ્મીજી તૈયાર થયાં
બેઠાં ગરુડ પર નિર્ધાર
પ્રભુ વૈકુંઠ છોડીને
આવ્યા મૃત્યુ લોકનીમાંય

એવો ધ્વનિ સાંભળ્યો કૈલાસપતિએ
સાથે તૈયાર થયાં ઉમિયામાત
પોઠીયા પર બિરાજીયા
સાથે છે ગણપતિ બાળ
હનુમાનજીને બોલાવિયા
ચાલો હમારી સાથ
મહાબળિયા તૈયાર થયા
અને આવ્યા મૃત્યુ લોકનીમાંય

હેરોલકંપામાં આવીયા
ભોળાનાથને લક્ષ્મી માત
યજ્ઞમાં આવી બિરાજ્યા
ને થઈ ગયો જય જયકાર

આમ લક્ષ્મીને નારાયણ પધાર્યાં
હેરોલકંપાની માંય
ખંડેરાવ એમ વાણી વદે
તમે સાંભળો કડવા પાટીદાર

●

પેજ નં. ૧૫થી ચાલુ.

નથી. સારું-નરસું, આપણને શોભે કે ન શોભે, સંસ્કૃતિનો નાશ કરનારું છે કે કેમ, તેનો કશો જ વિચાર કર્યા વિના, આપણી બુદ્ધિની કસોટી પર કસ્યા વિના, વાનર—નકલ જ કરવા માંડી છે. પરિણામે બેહૂદું, શરમજનક, અને નીચે ઉતારનારું સ્વીકારવા લાગ્યા છીએ.

આ ક્ષણે સહેજ અટકીશું નહિ, બ્રેક મારીશું નહિ, તો આ ધસમસતો પ્રવાહ આપણને ક્યાંનો ક્યાં ખેંચી જશે અને કદાચ એવું પણ બને કે વિકૃતિને આપણે સંસ્કૃતિ માની બેસીએ. અને એમ થાય તો તો અધોગતિની સીમા જ ન રહેને !

તો આ ઝડપી ગતિ કેમ રોકવી, એ દિશામાં કોઇ વિચારશે ખરું ? એ દિશામાં કંઇ કરવા, અને એક પછી એક ઉભરાઈ રહેલાં સોપાનોની ગતિ રોકવા કોઇ પ્રયત્ન કરશે ? કે જે કંઇ આંખ સામે બની રહ્યું છે તે ફક્ત લાચારીથી જોયા જ કરશે ?



# લોભીની લક્ષ્મી

હરિલાલ ડી. પટેલ 'કશ્યપ'
મુ. પુરૂષોતમપુરા પો. વડાગામ.

ભરેલ નયનો હતાં, મુખ હતી નિરાશા વળી,
મુખડે ખિલતા હોઠ, દિસે કુસુમ શા બે કળી.
મઢેલ દિસતા હતા સરૂવ ચુંદડી પે મિક્કા.
નભે ચમકતા જેવા તરલ કિંતુ લાગે ફિક્કા.
મહેલ ઝરુખે ઊભી નિરખતી પુકારે દુવા,
દેવી ધનિકની ઊભી બિલખતી મથે છુટવા.
"અરે ! ઝટ કરો ઉઠો તસ્કરો મને છોડવા,
ગમે ન મુજને અહીં અન'દ લોભમાં ડૂબવા.
ભૂલી ગઇ હું માનવીને, મળતું હતું જેહને,
ફરી તલસતી જવા હું, લઇજા મને તે કને.
ઊભું નગર અંત પાસ ખખડેલ એ ઝુંપડું,
ગરીબ ધનનો પરંતુ, મનડું નથી ટૂંકડું.
હવે ફક્ત ઇચ્છું હું, પરમમૂલ્ય પ્રસ્વેદનું–
જરૂર દઇને બધું, વચન પાળવું વેદનું."

લક્ષ્મીને કિસ્મત સાથે સંબંધ છે એમ આપણે માનીએછીએ. એક ભાઇએ લોટરીની ટિકિટ લીધી અને તેમને ઇનામ પણ મળ્યું ત્યારે આપણે કહીશુ કે તે નસીબદાર છે. તેનું કિસ્મત સારું છે. આમ આનો •અર્થ એવો નિકળ્યો કે લક્ષ્મી કિસ્મત તરફ ખેંચાય છે. પરંતુ લક્ષ્મી અને કિસ્મતના સંબંધમાંથી એક નવું તત્ત્વ પેદા થાય છે. જેના પર લક્ષ્મી અને કિસ્મતના સહયોગનો આધાર રહેલો છે. તે તત્ત્વ એટલે " કિસ્મત માટેનો હક્ક " બીજા અર્થમાં કિસ્મતના અધિકારો. આમ જે કિસ્મતમાં કાયદેસરના હક્ક સમાયેલા હશે ત્યાંજ લક્ષ્મી સ્થિર રહી શકે છે, નહિતર નહિ. દા.ત. ચોર ચોરી કરીને ઘણી લક્ષ્મી મેળવે છે છતાં તે ધનવાન થતો નથી, કારણ તેના કિસ્મતમાં લક્ષ્મી છે પરંતુ હક્ક નથી. આમ ફક્ત તે અણહક્કની લક્ષ્મીને હક્કના સ્થાને પહોંચાડવાનું કેવળ 'માધ્યમ' બને છે, ભોકતા નહિ.

પ્રસ્તુત કાવ્યમાં પણ લક્ષ્મી પોતાના હક્ક માટે રૂદન કરતી જણાય છે. લોભીના સકંજામાંથી મુકત થઇને તે પોતાને સાચા સ્થાને લઈ જવા ચોરને વિનંતી કરે છે. લોભીની તિજોરીમાં પોતે રુંધાય છે. હવે તેની ઇચ્છા પરસેવાની કમાણી કરતા ગરીબ પાસે જઇને તેમને ન્યાય આપવાની છે, તેમ આપણે જોઇ શકીએ છીએ.

# વંદના

લેખક:- હરીલાલ દેવસીભાઈ
મુ. પુરૂષોતમપુરા;
પો. વડાગામ.

કરૂં કોટિ કોટિ વંદના.

વહે જ્યાં લગ રસ મમ ઉરે આનંદના,
નસે નસો મહીં ધબકે પ્રવાહો ઉમંગના.
કરૂં કોટિ કોટિ વંદના.

પ્રસરે જ્યમ પ્રકાશપુંજો પૂર્ણિમા ચંદના,
ઉરે ઊઠ્યા કરે તેમ 'જાગૃતિ' પડછંદના.
કરૂં કોટિ કોટિ વંદના.

જાગૃતિ કવિ ઉરે આવી રેલાય ધ્વનિ છંદના.
જાગૃતિ સુપ્ત હવાએ આવી વા વહે સુગંધના.
કરૂં કોટિ કોટિ વંદના.

જાગૃતિ દિલે દર્દીના આવે જાગે ફરી વેદના.
'જાગૃતિ' જનસમૂહે આવી પ્રકટી યુગચેતના.
કરૂં કોટિ કોટિ વંદના.

જાગૃતિ શલ્યામાં આવી પગસ્પર્શે રઘુનંદના.
'જાગૃતિ' અમ ઉરે વસો ગૂંથો પાલવ પ્રેમતંતના.
કરૂં કોટિ કોટિ વંદના.

# એક દુઃખી મિત્રને પત્ર

હરિભાઇ ધનજીભાઇ પટેલ
વજેપુરાકંપા (ગુજરાત)
જવાઇબાંધ (રાજસ્થાન)

ના કોઈ સનાતન આ જગમાં,
ના ક્યાંય સનાતન અંધારાં
સુખદુઃખનો ચરખો સતત ફરે
તો દુઃખો શું ન જશે તારાં ?

પ્રિય...તું મને એક એવો મનુષ્ય બતાવ કે જેણે દુઃખ બિલકુલ જોયું જ નથી. દુનિયામાં એક પણ મનુષ્ય એવો નથી જેણે દુઃખ તથા સુખનો અનુભવ ન થયો હોય. **જે જન્મ્યો નથી અને જેનામાં જીવ નથી એ એને જ દુઃખ આવતું નથી.**

જેઓ દુઃખથી ડરતા નથી તેમને દુઃખ હલકું ફૂલ જેવું લાગે છે. વળી જેમ જેમ માનવી દુઃખમાં વધુને વધુ તવાય તેમ તેમ તે તપેલા સોનાની જેમ વધુ તેજસ્વી બને છે. એની અંદરની શક્તિઓ ખીલી ઉઠે છે. કાળું વાદળ હોય પરંતુ તેનેય મેઘધનુષ્યની સુંદર સપ્તરંગી કોર હોય છે.

દુઃખથી કંઇ ડરી જવાનું હોય... ભવ્ય અને શાશ્વત આત્માની સામે તુચ્છ અને ક્ષણભંગુર દુઃખનું તો શું ગજું ? દિવ્ય આત્માની અનંત અને અગાધ શક્તિ આગળ નાની નાની મુશ્કેલીઓનો શો હિશાબ ?

ઉથલાવી જુઓ ઇતિહાસનાં પાનાં– એનું એકપણ પાત્ર એવું નહિ હોય જેને દુઃખ ન આવ્યું હોય.

**સીતા**— ભારતની માતા ગણાતાં સીતા માથે ઓછી વીતી હતી. પતિની સાથે રાજવૈભવ છોડી ચૌદ વર્ષ વનમાં ફર્યાં. અશોકવનમાં કેટલાય દિવસો પતિના વિહરમાં આંસુ સાર્યાં અને આખરે પતિ મળ્યા પણ તેય થોડી વાર માટે છેવટે તો ધરતીમાં જ તેમને સમાઈ જવું પડ્યું

**દ્રૌપદી**—પાંચ પતિ હોવા છતાં ભર દરબારે તેની લાજ લૂંટવાનો પ્રયત્ન કરવામાં આવ્યો, હંમેશાં તેમને જંગલમાં ભટકવાનું અને વિયોગ જ સાંપડ્યો.

**ઈસુ**—લોકોને અંધશ્રદ્ધામાં સબડતા જોઇ તેમને જાગૃત કરવા બદલ અને અપકારનો બદલો ઉપકારથી આપવા બદલ તે વખતની પ્રજાએ તેના શરીરમાં ખીલા ઠોક્યા.

**અબ્રાહમ લિંકન**— ગુલામીના કાયદાને હઠાવવા માનવતાનો મરજીવો બનીને નીકળ્યો પણ છાતી બંદુકની ગોળીથી વિંધાઇ ગઇ.

**સોક્રેટીસ**— સત્ય કહેવા માટે તેને ઝેર આપવામાં આવ્યું.

**મહાત્મા ગાંધી**— પ્રજામાં ઐક્ય સ્થાપવા અને સર્વોદય કરવા માટે તેમને બંદુકની ગોળીને ભેટવું પડ્યું.

આમ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે તેની સાથે જ સુખ અને દુઃખ પણ ઉત્પન્ન થયાં છે. જીવનમાં જો દુઃખ હોત જ નહિ તો માણસને ખબર જ ન પડત કે સુખ કોને કહેવાય ? સુખ જેવું કંઇ રહેત જ નહિ. અને જો સુખ ન હોત પણ એક જ દુઃખ હોત તો માનવ માટે જીવવું પણ મુશ્કેલ બની જાત. આમ સુખદુઃખ એ જીવનસાથી છે અને હંમેશા રહેશે.

Laxminarayan Temple Inauguration - Vagela Derol Kampa -Date: 01-May-1971



# શ્રી
# લક્ષ્મીનારાયણ ભગવાનની પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ
## વાઘેલા દેરોલ કંપા

સં, ૨૦૨૭ ના માસ વૈશાખ સુદ ૭ ના રોજ ભગવાન શ્રી લક્ષ્મી નારાયણના નૂતન શિખરબંધી ભવ્ય દેવાલયમાં પ્રાણપ્રતિષ્ઠાનો વિષ્ણુયાગ યજ્ઞ સહિત શાનદાર મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો.

આ પ્રસંગે ઈશ્વરનગર (વાંઢાય-કચ્છ)થી શ્રી શાંતિદાસજી મહારાજ, વહીવંચા ખંડેરાવ રામસંગજી બારોટ, શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજના અગ્રગણ્ય આગેવાનો તેમજ દેશપરદેશથી પધારેલ મહેમાનો સહિત કુલ સાડાત્રણ થી ચારેક હજાર માણસોએ હાજરી આપી પ્રસંગની શોભામાં અભિવૃદ્ધિ કરી હતી

ઉપરોક્ત ગામે ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠાના માંગલિક પ્રસંગને શોભાવવા ઉમટેલી માનવમેદનીની સેવા સુશ્રુષા કરવા માટે શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ યુવક મંડળ ના પ્રમુખ શ્રી શામજીભાઈ એસ. પટેલ(મુખી) તેમજ મંત્રી શ્રી અરજણભાઈ વી. પટેલ ના આદેશને માન આપી સાબરકાંઠા, ખેડા તેમજ બનાસકાંઠા જિલ્લાના કેટલાય કંપાઓમાંથી યુવક મંડળના લગભગ ૩૦૦ જેટલા સ્વયંસેવક ભાઈઓએ રસોઈ બનાવવા, પીરસવા, ચા પાણી તેમજ અન્ય સઘળી સુવિધાઓ જાળવવા બીડું ઝડપી સુંદર કામગીરી બજાવી હતી.

માંગલિક પ્રસંગોની ઉજવણી સમયે સ્વયંસેવક ભાઈઓએ તન, મન અને ધનથી સેવા, સહકાર અને સંગઠનની ઉચ્ચ ભાવનાનાં જે દર્શન કરાવ્યાં છે તે ખરેખર આદરણીય, પ્રસંશનીય તેમજ કોઈ પણ સમાજ માટે અનુકરણીય છે એમ કહેવું જરા પણ અસ્થાને નથી.

★ અત્રે વજેપુરા કંપામાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા સમયે આપણા સ્વ૦ પૂજ્ય ગુરુ શ્રી ઓધવરામજી મહારાજના શિષ્ય શ્રી વાલદાસજી મહારાજ, શ્રી કચ્છીલાલ રામેશ્વર આશ્રમ હરદ્વારથી પધાર્યા હતા. સમારંભની પૂર્ણાહુતિ પછીના દિવસોમાં વજેપુરાથી કાશીપુરા, હીરાપુર, ગઢકંપા, રાયણનોમાળ, દેરોલ (વાઘેલા), પરબડી કંપા ખેડબ્રહ્મા વગેરે કંપાઓમાં કંપાનિવાસી ભાઈઓની લાગણીને માન આપી માનવજીવનમાં ગ્રહણ કરવા યોગ્ય ઉપદેશાત્મક અને ઉંડા ચિંતન બાદ સ્ફૂરેલા વિચારોને વાણીસ્વરૂપે વહાવી તેમના સત્સંગનો અમૂલ્ય લાભ આપ્યો હતો.



# શ્રી
# લક્ષ્મીનારાયણ ભગવાનની પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ
## વજેપુરાકંપા.

Vajepura Kampa - Date: 17-May-1971

સં. ૨૦૨૭ ના વૈશાખવદી ૭ તા. ૧૭–૫–૭૧ ના રોજ ઉપરોક્ત કંપામાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના નવીન દેવાલયમાં ભગવાનની મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા ખૂબ જ ધામધૂમ પૂર્વક ઉજવવામાં આવી હતી.

લગભગ ચાર થી પાંચેક હજાર જેટલી માનવમેદની માંગલિક પ્રસંગને શોભાવવા એકત્ર થઇ હતી. આ પ્રસંગે સમાજના કેટલાક કાર્યકર ભાઇઓ, શ્રી વાલદાસજી મહારાજ તેમજ અન્ય સંતજનો તેમજ ભક્તજનોએ પ્રસંગોચિત ઉપદેશાત્મક ભાવવાહી ભાષણો અને ભજનોની રમઝટ જમાવી શ્રોતાજનોને મંત્રમુગ્ધ કર્યા હતા. નીચે મુજબના વકતાઓએ પોતાની ભાવવાહી વાણીનો લાભ આપ્યો હતો.

**પૂ. ગુરુશ્રી વાલદાસજી મહારાજ** (હરદ્વાર) :—

મંડપમાં પધારી શરૂઆતમાં ભજન અને ત્યાર બાદ ધૂન મચાવી શ્રોતાજનોને ઉપદેશાત્મક વચનો, સનાતન શબ્દનો અર્થ તેમજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ વિષે યોગવશિષ્ટના રચયિતા વશિષ્ટ મુનિના વિચારો, સત્સંગ તેમજ સદ્શાસ્ત્ર અનુસાર માનવીના આચાર–વિચારોની સુયોગ્ય છણાવટ કરી હતી.

**વહીવંચા ખંડેરાવ રામસંગ બારોટ** (અમદાવાદ) :—

નાના સરખા કંપામાં ભગવાનની પ્રેરણાથી પવિત્ર થયેલી ભૂમિમાં ભગવાનશ્રી લક્ષ્મીનારાયણના મંદિરમાં ભગવાનની પ્રતિષ્ઠા થાય છે. માતા અને ભગવાન જુદાં નથી. આપણી કુળદેવી ઉમિયા માતા છે. ઉમિયાજી એટલે જ પાર્વતીજી.

ત્યાર પછી બાળઉછેરની બાબતમાં માતાઓ પર ભાર મૂકતાં જણાવ્યું હતું કે શિવાજીમાં સુસંસ્કારો તેની માતા જીજીબાઇએ જ રેડયા હતા અને એ જ જીજીબાઇના આદેશ મુજબ શિવાજીએ ધર્મનું રક્ષણ કર્યું હતું એ જ રીતે બાળકોને સારી રીતે ઉછેરી સુદૃઢ કરવાનું કામ માતાઓનું છે. ઘરના ઝગડાળુ વાતાવરણની અસર બાળકોમાં પડે છે તેથી બાળકોના સાંભળતાં તેઓમાં ખરાબ સંસ્કારો રેડાય તેવું વર્તન માતાપિતાએ કદી ન રાખવુ જોઇએ.

**મહારાજશ્રી રણછોડદાસજી** (તરા–કચ્છ) :—

પરમ સૌભાગ્યની વાત છે કે અહીં ભગવાનશ્રી લક્ષ્મીનારાયણની પ્રાણપ્રતિષ્ઠા





થઈ રહી છે. વેદોક્ત સંસ્કૃતિ મુજબ ઘેર ઘેર લક્ષ્મીનારાયણના સ્વાધ્યાયની જરૂર છે પોતામાં રહેલી ભૂલો સુધારવા માટે પણ સ્વાધ્યાયની જરૂર છે. જ્ઞાનની પૂજા હંમેશા થાય છે. દુઃખની વાત છે કે પરદેશીઓ આપણા દેશમાં આવી ધૂન મચાવે છે. જ્યારે આપણે આપણી ભારતીય સંસ્કૃતિ ભૂલતા જઈએ છીએ.

સદ્‌ગુરુની કૃપાથી આપણે પુષ્ટ થયા છીએ ખરા, પરંતુ જો આજે બ્રાહ્મણો સમાજ મુક્ત રીતે ખડો થાય તો ભારતનાં દરેક રત્નો જ્ઞાન લેવા તૈયાર છે. ગુરુ અને ધર્મના ઉત્થાન માટે પવિત્ર ફરજ સમજીને આગળ આવવાની જરૂર છે. આજે સાચી વેદોક્ત સંકૃતિનો વિનાશ થઈ રહ્યો છે. મંદિરના પૂજારીઓ ઈશ્વરમય હોવા જોઈએ અને તેઓએ એવું જ પ્રેરક વાતાવરણ ઊભું કરવું જોઈએ.

આજે ધર્મનું જે હનન કરે છે તે હણાય છે અને તેનું રક્ષણ કરનારનું રક્ષણ થાય છે. આજે માબાપ બાળકોને ભણાવવા પ્રયત્ન કરે છે. પરંતુ આજનું વાતાવરણ જ એવું સ્વતંત્ર અને સ્વચ્છંદી બન્યું છે કે મનુષ્ય માત્ર સુખ અને સંપત્તિ તરફ જ દોટ મૂકે છે. સ્વતંત્રતા અને સ્વચ્છંદતા એ બે પણ જુદી વસ્તુઓ છે. બાળકોને સુસંસ્કારવાન માતાઓ જ બનાવી શકે છે. આજનો પહેરવેશ પણ ક્ષીણ બનતો જાય છે. આપણામાં ભારતીય સંસ્કૃતિની અસ્મિતા હોવી જોઈએ જે નથી.

એક ગરીબ પાસે પૈસા નથી તેથી બીજી રીતે શક્તિશાળી હોવા છતાં વિદ્યા મેળવી શકતા નથી.

જેનામાં ધર્મ સંસ્કારો છે અને ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્યના સંયોગો થતા જ તેને ઇશ્વર પ્રાપ્તિ થાય છે.

**કુમુદચંદ્ર રાવલ:—**

જિલ્લામાં કચ્છ કડવા પટેલ ભાઇઓમાં અર્થ સાથે ધર્મનું કામ કરવાની ભાવના હોઈ અત્રે ભેગા થયા છીએ. આ જીવન શાના શાટે છે? આપણે અવતાર શાને માટે લીધો છે? વગેરે બાબતો આપણને સમજાતી નથી. પણ આજે તો સૌ અર્થની પાછળ પડયા છીએ. પાશ્ચાત્ય દેશોમાં પ્રભુએ ઘણુંય આપ્યું છે. છતાં ત્યાંનું યૌવન-ધન લાખોની સંખ્યામાં દારૂ જેવી બદીઓમાં પડેલુ છે. પરંતુ આજે અમેરિકા જેવો ધનાઢ્ય દેશ પૈસા ખૂબ હોવા છતાં શાંતિથી કઇ રીતે જીવવુ તેનો વિચાર કરતાં ઘણાં બધાં પ્રભુના નામમાં ખોવાઇ જાય છે અને હાથમાં તંબુરા વગેરે લઈ અમદાવાદ જેવાં શહેરોની ગલીઓમાં ભગવાનના નામની ધૂનમાં રચ્યાં પચ્યાં રહી ફરતાં જણાય છે. આપણે આ બાબતમાં પાછળ છીએ. ધર્મશાસ્ત્રોના આદેશ મુજબ મનુષ્યનું જીવન મનુષ્યને કામમાં આવવું જોઇએ...પ્રભુ તું એવી સદ્‌બુદ્ધિ આપ કે આપણે જીવનમાં કંઈક કરી શકીએ.

**બાબુકાકા (વડાગામ):—**

મનુષ્યમાં સ્વાર્થની દિવાલ ઊભી ન થાય ત્યાં સુધી પ્રેમ છે. આવો પ્રેમ ભગવાન શ્રીકૃષ્ણ પાસે છે. કારણ કે મીરાંબાઈ, નરસિંહ મહેતા અને સંત તુકારામ જેવા ભક્તજનો પાસે ભગવાન સાક્ષાત સ્વરુપે તેમની પ્રેમ લક્ષણા ભક્તિથી જ દર્શન આપતા હતા. ભગવાનનું નામ સ્મરણ કરવાથી ભક્તિ આવે છે, ભક્તિથી વૈરાગ્ય, વૈરાગ્યથી જ્ઞાન અને પછી ભગવાનનો સાક્ષાકાર થાય છે. ભગવાનનું નામ હંમેશાં હૈયામાં રાખો અને એ રીતે ભગવાન હૈયામાં રાખીને બાંધીએ તો ભગવાન વેગળો નહિ થાય.

**શ્રી રમણભાઈ (વડાગામ) :—**

મંદિરનું કાર્ય ઉત્સાહ અને પ્રેમપૂર્વક કરવામાં આવે છે. તે જોઇ ખૂબ આનંદ થયો. આ સમાજના સંપ અને સહકારની ભાવના ખરેખર અભિનંદનીય છે.

**નારણભાઇ શીવજીભાઇ પટેલ (મોતીવેણી) :—**

મંદિરમાં ભગવાનની પ્રતિષ્ઠા સમયે ભેગા થયા છીએ તે આનંદની વાત છે. દિવસભરના કામના અંતે સાંજે ભગવાનની મૂર્તિ સમક્ષ બેસી ભગવાનનું નામ સ્મરણ કરીએ તો આત્માનું કલ્યાણ કરી શકીએ

**શામજીભાઈ એસ. પટેલ(મુખી)** (વડાગામ–હરિપુરા) :—

વર્ષો પછી કુદરતે આપણને જે સમૃદ્ધિ આપી છે તેનો ઉપયોગ સારી બાબતોમાં કરવો જોઇએ. આપણે વધુ સમૃદ્ધ બની બીજાઓને મદદ કરતાં શીખશું તો વધુ સમૃદ્ધ થઇ શકીશું. મંદિરોથી આપણામાં તેમજ બાળકોમાં સદ્દવિચારો અને સારા સંસ્કારો આવશે.

**વેલજીભાઈ પ્રેમજીભાઈ મુખી** (હડમતિયા) :—

ભગવાનની છબી ગોખલામાં રાખીએ ત્યાર પછી તેમાં ચિત જોડીએ છીએ. મંદિર બનાવી મૂતિમાં ધ્યાન આપીએ તો જડમાં પણ ચેતન પ્રગટ થઇ શકે છે. અહીંનું મંદિર પણ ઘણાને પ્રેરણારૂપ થઇ પડશે.

ભગવાને આપણને પેદા કર્યા, સૃષ્ટિ રચી પણ આપણે આપણામાં રહેલો અહંભાવ છે તે છોડવો જોઇએ. શરીર, પ્રાણ અને મનના ધર્મો ત્યજી દઇ ભગવાનને શરણે જવું જોઇએ.

**વિશ્રામભાઇ એન. પટેલ** (અણિયોર કંપા) :—

મન મંદિરની આંતર શુદ્ધિ માટે હૃદય મંદિરમાં પ્રભુ બેસાડવાના હોય છે. ધર્મ

સત્યની આપણી ભાવના દૃઢ હોવી જોઇએ. સારાં પુસ્તકોનું પ્રવાસ દરમિયાન પણ વાંચન કરવાની ટેવ પાડીએ તો તે સારા મિત્રની ગરજ સારે છે.

સ્ત્રીઓનો દરજ્જો આપણે નીચો ગણતા આવ્યા છીએ તે સારું નથી. સ્ત્રી કેળવણીમાં પછાતપણાનું જે કલંક છે તે દૂર કરવું જોઇએ. સ્ત્રી ઘરની અંદર મિત્ર તરીકેની ગરજ સારે છે. માણસ જ્યારે તંદુરસ્ત હોય ત્યારે નહિ પણ માંદગીના સમયે જ ઔષધ યાદ આવે છે. મૃત્યુ કોઇનેય પસંદ નથી; ધર્મ માનવીને મૃત્યુ સમયે યાદ આવે છે. ચિત્તરૂપી ચોપડામાં લખાયેલાં સદ્દકર્મો અને દુષ્કર્મોની અસર મૃત્યુની છેલ્લી પળોમાં થાય છે. આવા માંગલિક પ્રસંગોએ મહાન સંતપુરુષો આપણને જે કંઇ ઉપદેશ આપે છે તેને આપણે જીવનમાં ઉતારીએ તો પણ જીવન સાર્થક થાય છે.

● તા. ૧૭-૫-૭૧ ની સાંજે વજેપુરા કંપામાં મંદિરમાં ભગવાનની પ્રતિષ્ઠા થઈ ગયા બાદ જનમેદનીના વિસર્જન પછી સ્વયંસેવક દળના લગભગ ૩૨૫ જેટલા ભાઇઓને શ્રી ક. ક. પા. સ. સમાજના પ્રમુખશ્રી શામજીભાઈ એસ. પટેલ, મંત્રીશ્રી અરજણભાઇ વી. પટેલ, સમાજના પ્રમુખશ્રી હીરજીભાઇ કે. પટેલ, ગુરુશ્રી વાલદાસજી મહારાજ, શ્રી રણછોડદાસજી મહારાજ, પ્રો. રતિલાલ એલ. પટેલ, શ્રી વિશ્રામભાઇ એન. પટેલ [પ્રકાશક જાગૃતિ], શ્રી વાડીભાઇ કે પટેલ [ગૃહપતિ] વગેરેએ સંબોધન કરતાં સ્વયંસેવક ભાઇઓએ એકસંપ, એકનિષ્ઠાથી પોતાનું કર્તવ્ય અને ફરજ સમજીને જનતાની જે અજોડ સેવા બજાવી હતી તે બદલ બિરદાવ્યા હતા. અને ફરીથી આવા માંગલિક પ્રસંગોએ સેવાકાર્ય કરવા, હાજરી આપવા અનુરોધ કર્યો હતો.

● ખરેખર અત્યંત આનંદની વાત છે કે વજેપુરામાં ભગવાનની પ્રતિષ્ઠાના દિવસે કોઇએક ભાઈની ઘડિયાળ તેમજ એક ભાઈની રૂા. ૧૦૭ના રોકડ રકમ ખોવાઇ ગયાં હતાં પરંતુ પ્રભુકૃપાએ જે ભાઇઓને તે મળ્યાં હતાં તેઓએ પ્રમાણિક પણે પાછાં આપ્યાં હતા ખરેખર આવા મોટા સમારંભમાં જો વસ્તુ ખોવાય તો તે ભાગ્યે જ મળતી હોય છે પરંતુ અહીં સમાજના ભાઇઓમાં પ્રમાણિકતાની જે ભાવના રહેલી છે તેનાં દર્શન આપણે કરી શક્યા છીએ જેમણે પ્રમાણિકતા બતાવી છે તે ભાઇ-ઓને ખૂબ ખૂબ અભિનંદન જાગૃતિ માસિક વતી પાઠવું છું.



# શ્રીમતી મુળબાઇ સવદાસ લાલજી માવાણી કન્યા છાત્રાલય, ધનસુરા ને મળેલ અનાજ ભેટ

**શ્રી ક. ક. પા. સ. સ. યુવક મંડળ તરફથી અનાજ ઉગરાવનાર પ્રતિનિધિ ગોપાલભાઇ રતનશીભાઇ પટેલ (મહાપુરકંપા વાળા)**

### રામેશ્વર કંપા

| નામ | ઘઉં(કીલો) |
|---|---|
| પટેલ ખેતાભાઇ જેઠાભાઈ | ૮૦ |
| ,, મુળજીભાઈ રતનશીભાઈ | ૪૦ |
| ,, નારણભાઈ વસ્તાભાઇ | ૪૦ |
| ,, વાલજીભાઈ રતનશીભાઈ | ૧૦ |
| ,, કેસરાભાઈ નારણભાઈ | ૨૦ |
| ,, મણીલાલ મેઘજીભાઇ | ૧૦ |
| ,, છગનભાઈ નારણભાઈ | ૩૦ |
| ,, રામજીભાઇ હંસરાજભાઇ | ૧૫ |
| , હરજીભાઈ હંસરાજભાઇ | ૧૫ |
| ,, દેવસીભાઇ પ્રેમજીભાઇ | ૨૦ |
| ,, વિઠ્ઠલભાઈ મેઘજીભાઇ | ૧૫ |
| ,, નારણભાઈ કરશનભાઇ | ૨૦ |
| ,, કરમસીભાઇ લધાભાઇ | ૨૦ |
| ,, નારણભાઇ કરમસીભાઇ | ૧૦ |
| ,, મનજીભાઇ પુંજાભાઈ | ૧૦ |
| ,, કરશનભાઈ મનજીભાઇ | ૨૦ |
| ,, અરજણભાઈ મુળજીભાઇ | ૨૦ |
| ,, માવજીભાઇ મુળજીભાઇ | ૧૦ |
| ,, વસરામભાઇ જેઠાભાઇ | ૧૦ |
| ,, રામજીભાઇ સવદાસભાઇ | ૨૦ |
| ,, ગોપાલભાઇ વાલજીભાઇ | ૧૦ |
| ,, રતનાભાઇ અખઇભાઇ | ૨૦ |
| ,, હીરજીભાઇ કરશનભાઇ | ૧૦ |
| પટેલ કાન્તિભાઈ કરશનભાઇ | ૧૦ |
| ,, કરશનભાઇ મુળજીભાઇ | ૧૫ |
| ,, જીવરાજભાંઈ ખીમજીભાઇ | ૨૦ |
| ,, રતનશીભાઇ ખીમજીભાઈ | ૦૫ |
| ,, દેવજીભાઇ ખીમજીભાઇ | ૧૫ |
| ,, વેલજીભાઈ વસ્તાભાઇ | ૨૦ |
| ,, પુંજાભાઇ પ્રેમજીભાઇ | ૧૦ |
| કુલ કીલો | ૫૭૦ |

### મહાપુરા કંપા

| | ઘઉં(કીલો) |
|---|---|
| પટેલ મુળજીભાઇ વસ્તાભાઇ | ૧૫ |
| ,, જેઠાભાઇ કરશનભાઇ | ૨૦ |
| ,, ગોપાલભાઇ રતનશીભાઇ | ૪૦ |
| ,, ભીમજીભાઇ રતનશીભાઇ | ૨૦ |
| ,, પુંજાભાઇ કાનજીભાઇ | ૨૦ |
| ,, લધાભાઇ હરજીભાઇ | ૩૦ |
| ,, કરશનભાઇ મેઘજીભાઇ | ૧૫ |
| ,, હરજીભાઇ ખેતાભાઇ | ૧૦ |
| ,, નારણભાઇ કાનજીભાઇ | ૧૦ |
| ,, છગનલાલ કાનજીભાઇ | ૨૦ |
| ,, અરજણભાઇ વાલજીભાઈ | ૬૦ |
| ,, હંસરાજભાઇ પ્રેમજીભાઈ | ૨૦ |
| ,, મગનલાલ પ્રેમજીભાઇ | ૨૦ |
| કુલ કીલો | ૩૦૦ |

## ગાજણકંપા

| | ઘઉં(કીલો) |
|---|---|
| પટેલ મોહનભાઇ પ્રેમજીભાઇ | ૧૦ |
| ,, રવજીભાઈ ભીમજીભાઇ | ૧૪ |
| ,, પ્રેમજીભાઇ હરજીભાઇ | ૦૫ |
| ,, દેવજીભાઇ જીવરાજભાઇ | ૧૦ |
| ,, છગનભાઇ હરજીભાઇ | ૦૪ |
| ,, પ્રેમજીભાઇ મેઘજીભાઇ | ૪૦ |
| ,, પુંજાભાઇ મેઘજીભાઇ | ૧૦ |
| કુલ કીલો | ૯૩ |

૫૭૦ કી.
\+ ૩૦૦ કી.
\+ ૯૩ કી.
= ૯૬૩ કી. ઘઉં



## લગ્ન પ્રસંગે ભેટ

| નામ | ગામ | કન્યા છાત્રાલય રૂા. ન.પૈ. | વિદ્યાર્થી-ભુવન રૂા. ન.પૈ. | જાગૃતિ કાર્યાલય રૂા. ન.પૈ. |
|---|---|---|---|---|
| પટેલ મુળજીભાઇ લાલજીભાઇ | ટીંબાતલાવકંપા | ૧૧-૦૦ | ૧૧-૦૦ | ૧૧-૦૦ |
| ,, ગોપાલભાઇ પુંજાભાઇ | ખરોડકંપા | ૨૫-૦૦ | — | — |
| હા. વેલજીભાઇ ભાણજીભાઇ | વડામકંપા | | — | — |
| ,, પ્રેમજીભાઇ કરશનભાઇ નાંચાભાઇ | રાજપુરકંપા | ૫૧-૦૦ | — | — |
| ,, જેઠાભાઇ કરશનભાઇ | વિશ્નુપુરાકંપા | ૫૧-૦૦ | — | — |
| ,, નાનજીભાઈ હંસરાજભાઈ | ચાંપલપુર | ૧૦-૨૫ | | |

પ્રમુખ શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ, ગુજરાત
પટેલ હીરજીભાઈ કરશનભાઈ — કન્યાછાત્રાલયને — ઘઉં કીલો ૮૦



ચડતા દિનનું પારણું, નિત આવે મે'માન,
પડતા દિનનું પારણું, આંગણે ના'વે શ્વાન.





# ભોજન બીલ વર્ષ ૧૯૭૦–૭૧

| | | કન્યા છાત્રાલય-ધનસુરા | વિદ્યાર્થી ભવન-ધનસુરા |
|---|---|---|---|
| ૧૯૭૦ | જુન | ૩૧.૧૭–૫૧ | ૩૧.૨૧–૧૧ |
| ,, | જુલાઈ | ૩૧–૪૬ | ૪૩–૮૫ |
| ,, | ઓગષ્ટ | ૨૪–૬૯ | ૩૬–૪૩ |
| ,, | સપ્ટેમ્બર | ૩૩–૫૫ | ૪૩–૬૬ |
| ,, | ઓકટોબર | ૧૭–૩૩ | ૨૦–૪૬ |
| ,, | નવેમ્બર | ૨૪–૧૦ | ૩૩–૪૧ |
| ,, | ડીસેમ્બર | ૩૭–૮૨ | ૪૫–૪૦ |
| ૧૯૭૧ | જાન્યુઆરી | ૩૫–૭૯ | ૪૫–૩૫ |
| ,, | ફેબ્રુઆરી | ૩૨–૧૦ | ૪૪–૭૧ |
| ,, | માર્ચ | ૩૬–૬૩ | ૪૫–૩૫ |
| ,, | એપ્રિલ | ૨૧–૯૯ | ૨૯–૭૫ |
| | | ૩૧૨–૯૭ | ૪૦૯–૪૮ |

શ્રી ૬૧




આપની જરૂરીયાત મુજબ :
- ડનલોપ
- ફાયર સ્ટોન
- ગુડઇયર
- સીયેટ વગેરે

કંપનીનાં બનાવેલ

## ટાયર ટયુબ,

દરેક સાઈઝમાં જેમકે ટ્રક, ટ્રેકટર, મોટરકાર, મોટર સાયકલ તથા
● બેલ ગાડાના કમ્પલીટ ટાયર સેટ ●

દરેક સાઇઝની

## ★ બેરીંગો ★ એકસલ ★ હબ ★ વીલપ્લેટ

તેમજ તેને લગતો તમામ સામાન વ્યાજબી ભાવે મેળવવા અમારી મુલાકાત લો અને સાયકલનાં ટાયર, ટયુબ કન્ટ્રોલ રેટથી મળશે.

ઓથોરાઇઝડ ડીલર્સ ઇન :—

ડનલોપ ઇન્ડિયા લિ. કલકત્તા, ગુડઈયર ઇન્ડિયા લિ. મુંબઈ.
ફાયર સ્ટોન ટાયર એન્ડ રબ્બર કું. ઇન્ડિયા પ્રા. લિ. મુંબઇ.
સીયેટ ટાયર્સ ઓફ ઇન્ડિયા લિ. મુંબઈ.
મદ્રાસ રબ્બર ફેકટરી લિ. મદ્રાસ.
ઈન ચેક ટાયર્સ લિ. કલકત્તા.
નેશનલ રબ્બર મેન્યુફેકચર્સ લિ. કલકત્તા.

મળો :—

# નેશનલ ટાયર્સ

પ્રો. પ્રેમજીભાઈ એ. પટેલ
ઓથોરાઇઝડ ટાયર ડીલર્સ

 નં. ૨૭ તલોદ રોડ, **ધનસુરા.** જિ. સાબરકાંઠા.



જય અંબે



 નં. પી. પી ૬૮, ૪૮

જાહેર

જનતાને



# ખુશ ખબર



અમારી દુકાનેથી ઇલેકટ્રીકને લગતો દરેક માલ સામાન ઘણાજ કિફાયત ભાવે મળશે તેમજ મકાનોમાં ઇલેકટ્રીક ફીટીંગ, રીપેરીંગ તેમજ કૂવા પર મોટર ફીટીંગ કરી આપવાનું કામ સંતોષકારક રીતે કરી આપવામાં આવશે



— રૂબરૂ મળો —

## અંબીકા ઇલેકટ્રીક સ્ટોર્સ

ઠે ચાર રસ્તા, તલોદ રોડ, **ધનસુરા.**



પ્રો. પટેલ નરસિંહભાઈ જેઠાભાઇ ( બહ્મકંપાવાળા )
ગોર સુરેશકુમાર પરસોતમદાસ ( ધનસુરાવાળા )



તા. ક.:—શુભ પ્રસંગોએ મંડપ લાઈટ ડેકોરેશન તથા લાઉડસ્પીકરનું કામકાજ કરી આપવામાં આવે છે.



